## શ્રી મનુભાઇ જોધાણીનાં
## પુસ્તકો



સુંદરીઓનો શણગાર ભા. ૧
૧-૮-૦

સુંદરીઓનો શણગાર ભા. ૨
૧—૮—૦

સોરઠી જવાહર
૨—૮—૦

સોરઠી વિભૂતિઓ
૦—૧૪—૦

નાગમતી
૧—૦—૦

સોરઠી શૂરવીરો
૦—૮—૦

શૌર્યનાં તેજ
૧—૮—૦

કાળિયાર
અને બીજી
પ્રાણી-કથાઓ
૧—૮—૦

જનપદ ભા. ૧, ૨, ૩,
૨—૪—૦

ખાટી મીઠી બાળવાતો
૦—૧૨—૦

'સ્ત્રીજીવન' માસિકનું ભેટ પુસ્તક : સંવત ૧૯૯૮

# કલ્યાણી

: પ્રયોજક :

રમણીકલાલ જયચંદભાઈ દલાલ

'સ્ત્રીજીવન' કાર્યાલય

ઝવેરીવાડ : અમદાવાદ.

પ્રકાશક :
મનુભાઈ લલ્લુભાઈ જોધાણી
'શ્રી જીવન' કાર્યાલય
ઝવેરીવાડ : અમદાવાદ

પ્રથમ આવૃત્તિ
નકલ ૧૨૫૦
સને ૧૯૪૨





બે રૂપિયા

મુદ્રક
મણિલાલ કલ્યાણદાસ પટેલ : શ્રી સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ
પાંચકૂવા દરવાજા બહાર, અમદાવાદ.

## પ્રકાશકનું નિવેદન

'સ્ત્રીજીવન'ના ગ્રાહકો પાસે ભેટ પુસ્તક દ્વારા બહુ જ મોડું પહોંચાય છે; છતાં એટલો સંતોષ છે કે અનેક મુશ્કેલીઓ વચ્ચે અમે વર્ષ પૂરું થાય તે પહેલાં પહોંચી શકીએ છીએ. આમાં એક કારણ એ પણ છે કે, 'સ્ત્રીજીવન'ને સ્પર્શે તેવા પ્રશ્નની છણાવટ કરતી નવલકથા આપવાની અમારી ઇચ્છા હોય છે અને ગ્રાહકબંધુઓ જોઈ શકશે કે કેટલેક અંશે તેમાં અમે સફળ થયા છીએ.

યુદ્ધને લીધે દરેક વસ્તુની સાથે કાગળની પણ મોંઘવારી થતી જાય છે. આજે કાગળના ભાવ લગભગ ચારગણા વધી ગયા છે, અને મુશ્કેલીથી મળે છે; છતાં હંમેશ મુજબ આ વખતે પણ ઊંચી જાતના જ કાગળ વાપર્યા છે.

'સ્ત્રીજીવન' માસિક વિષે પણ ગ્રાહક બંધુઓ જોઈ શક્યા હશે કે, કાગળના ભાવ વધવા છતાં, તેમાં ય કાગળની જાતમાં કે જેટલાં પાન અપાય છે તેમાં જરા પણ ફેરફાર કર્યો નથી; ઊલટું તેનું એકે એક અંગ વિકસાવવા અમે સતત યત્ન કરી રહ્યા છીએ અને ત્રિરંગી પૂંઠું વખતોવખત આપવા પ્રયત્ન કર્યો છે; તદુપરાંત ખાસ અંકો આ વર્ષે પણ ગઈ સાલની જેમ આપવામાં આવ્યા છે.

પરંતુ અમારી આ જહેમત ગ્રાહક બંધુઓના સહકાર પર અવલંબે છે. દરેક ગ્રાહક ભાઈબહેન 'સ્ત્રીજીવન'ને પોતાનું જ ગણી નવા વર્ષમાં પોતે ચાલુ રહી એકેક નવું ગ્રાહક વધારી આપે તો 'સ્ત્રીજીવન' આટલી મોંઘવારીમાં પણ વાંચકો પાસે એ જ રૂપરંગમાં દર મહિને નવીનતા રજૂ કરી શકે.

તા. ૩૧ : ૭ : ૪૨
ઝવેરીવાડ, અમદાવાદ

સંપાદક : '**સ્ત્રી-જીવન**'

## આ લેખકનાં
બીજાં પુસ્તકો

### નવલકથા

લક્ષ્મીનાં બંધન
અગમ્ય નાદ
ગુનેગાર ?
કલ્યાણને માર્ગે
સુવર્ણા

### નવલિકા

પુષ્પાંજલિ
ધુમ્રશિખા
અંગાર
ભડકા
મુક્તિદ્વાર

### નાટકો

નાગાનંદ
પ્રતિજ્ઞા
રાજાની રાણી

### બાલસાહિત્ય

ગુલછડી

### જીવનઇતિહાસ

જંઝગીખાન
કમાલ

### કાવ્યો

પરિમલ

: ૧ :

**ગરીબનાં** સંતાન વૈભવમાં મહાલે ને વિખ્યાતિ પામે એના કરતાં શ્રીમંતના નબીરા ગરીબાઈની ગર્તામાં ઊથલી પડે એવું ઘણીવાર બને છે.

સુદર્શન પહેલા પ્રકારનો હતો. એનું બાલ્ય ને ઊગતું યૌવન ગરીબાઈ ને દુઃખમાં પસાર થયાં હતાં. કોઈ ધન્ય ઘડીએ કોઈ વડીલ સાથે એ નોકરી શોધવા મુંબઈ આવ્યો ને એ ઘડીથી જ એનું ભાગ્ય પલટાઈ ગયું. પછી તો એની દશા બદલાતી જ ગઈ. પગ મૂકે ને પૈસા પડે એમ સિદ્ધિના છેક છેડે એ પહોંચી ગયો. એમ એના જીવનની ચાલીસ ચાલીસ વસંતો વીતી ગઈ.

વર્ષોની વસમી વાટ વટાવી વસાવેલી લક્ષ્મી ભોગવવાની હવે એને ઇચ્છા થઈ. એણે એક વિશાળ બંગલો ખરીદ્યો. પુષ્કળ રાચરચીલાથી એને શોભાવ્યો. બે ગાડીઓ વસાવી. ઊગતી જુવાનીમાં એને સાદાઈમાં રહેવાની ફરજ પડી હતી. એની પત્ની ને સંતાનોની એક પણ આશા એ પૂરી શક્યો નહોતો. ખાસ જરૂર ન હોય એવી એક પણ ચીજ એણે વસાવી નહોતી કે સ્ત્રી–બાલકોને અપાવી નહોતી. એ બધાનો એકસામટો બદલો વાળી નાખવાનો એણે હવે નિશ્ચય કર્યો. એ કંજુસ નહોતો. દ્રવ્યસંચયનો એને કદી મોહ થયો નહોતો. એવી ટેવ હવે તેને પડે તેમ પણ નહોતું.

સુલોચના ગરીબ માબાપને ઘેર જન્મી હતી. એનું શરૂઆતનું જીવન પણ ખૂબ જ મુશ્કેલીમાં વીત્યું હતું. મુંબઈમાં વૈતરું કરતા ધણીથી દૂરદૂર વતનમાં એને અનેક એકલવાયાં વર્ષો વિતાવવાં પડયાં હતાં. ગ્રામ્યજીવન એને ગોઠી ગયું હતું. બે ટંક પેટપૂરતું ખાવાનું મળે ને જેમતેમ જીવન પસાર થાય તો એને સંતોષ હતો. એની બધીયે મહત્ત્વાકાંક્ષાઓ મરી પરવારી હતી. એના પતિની દશા સુધરતાં એ મુંબઈ આવી છતાં એમને કરકસરથી નભાવ્યા વિના છૂટકો નહોતો. ચોક્કસ પાયે એમની દશા સુધરે નહિ ત્યાંસુધી ખાસ જરૂરિયાત સિવાય એક પાઈ પણ ન ખરચવાના સુદર્શને સોગંદ લીધા હતા. ઉડાઉ સ્વભાવથી અનેક શ્રીમંતોને એણે ગરીબાઈમાં રવડી પડતા જોયા હતા. એમની પંક્તિમાં મુકાવાની એની ઇચ્છા નહોતી. વાટ જોવાનું જ એણે દુરસ્ત ધાર્યું હતું. એટલે નસીબે યારી આપી ત્યારે એણે મજબૂત પાયા ઉપર ઇમારત ચણવી શરૂ કરી પરંતુ એ દરમિયાન એનું યૌવન વેડફાઈ ચૂક્યું હતું.

સુલોચનાને એથી કશો જ સંતાપ થયો નહિ. ગમે તે ઉંમર હોય પરંતુ થોડાંક બાલકો થાય એટલે ગુજરાતી સ્ત્રીને પ્રૌઢત્વ આવે છે. સુલોચનાને ત્રણ પુત્રો ને બે પુત્રીઓ હતાં. એક પુત્ર નાનપણમાં જ ગુજરી ગયો હતો. વીસ વર્ષનો મોટો પુત્ર નવીન વિદ્યાલયના ત્રીજા વર્ષમાં અભ્યાસ કરતો હતો. મોટી પુત્રી સરોજ સત્તર વર્ષની હતી છતાં તેનાં હજી લગ્ન થયાં નહોતાં. બીજો પુત્ર સુમિત્ર હમણાં જ વિદ્યાલયના પગથારે ચડયો હતો. બીજી પુત્રી નલિની કુટુંબમાં સૌથી નાની હતી. અભ્યાસ માટે વડીલો સાથે એને રોજ ઝઘડો થતો. એણે 'કોન્વેન્ટ સ્કૂલ'માં જવું કે ઘેર શિક્ષિકા રાખવી તેનો હજી કાંઈ નિર્ણય થઈ શકયો નહોતો. એટલે સુલોચના યૌવન વિસરી ચૂકે એ તદ્દન સ્વાભાવિક હતું. એનાં ચારેય સંતાનો મોટાં થઈ ગયાં હતાં. હવે એને સાસુ બનવાની જ વાર હતી. પરંતુ એનો પતિ જરા જક્કી હતો. એને એકલા શ્રીમંત જ નહોતું બનવું, પણ લક્ષ્મી બક્ષે એ દરેક વૈભવ

એને ભોગવવો હતો. એણે પાશ્ચિમાત્ય જીવન જીવવા માંડ્યું. અંગ્રેજી પોષાક પહેરવા માંડ્યો. જૂના રસોઇયાચાકરને રજા આપી. બબરચી, આયા ને છોકરાઓ રાખ્યા. પતિના દબાણથી એની પત્નીને ઘણી જૂની ટેવો વિસારી મૂકવી પડી છતાં એણે જાતે વેષપરિવર્તન કર્યું નહિ પરંતુ એની છોકરીઓ છેક જ એકવીસમી સદીની બની ગઈ. તેમનાં પોષાક ને રીતભાત સાવ પલટાઈ ગયાં. સરોજ ઘણી મોટી થઈ ચૂકી હતી એટલે હવે તેને શાળામાં મુકાય તેમ નહોતું. એને તો ઝટપટ પરણાવી દેવી જોઇએ. આથી એને ઘેર શિક્ષણ આપવા માટે બે અંગ્રેજ શિક્ષિકાઓ રાખવામાં આવી. એક અંગ્રેજી વગેરે અભ્યાસ કરાવવા માટે અને બીજી સંગીત ને સિવણ માટે. સુદર્શન તો સુલોચના પણ અભ્યાસ આદરે એમ ઇચ્છતો પરંતુ એના એ આગ્રહમાં તે સફળ થયો નહિ. રૂઢીના બંધનમાં જકડાયેલી સુલોચના તો પોતાના મંતવ્યમાં જ અડગ રહી. એના જેવી પ્રૌઢા હવે શિક્ષિકા પાસે બેસી અભ્યાસ કરે ? એ બને જ નહિ. સુદર્શનનું મગજ ફરી જતું છતાં તે એકની બે થતી નહિ. અંગ્રેજી ભાષા પર એટલો બધો મોહ હોય તો એક મડમડી પરણી અંગ્રેજીમાં તેની સાથે સુદર્શન વાતો કર્યા કરે તેમાં પણ સુલોચનાને વાંધો નહોતો એટલે સુદર્શનને એ વાત પડતી મૂકવી પડી. સંતાનોની કેળવણી પર જ એણે લક્ષ્ય આપવા માંડ્યું. નવીનને તો દેશી વિદ્યાલયો પ્રત્યે સૂગ હતી એટલે વધુ અભ્યાસ માટે તે સીધો ઑાક્સફર્ડ જ ઊપડી ગયો. એનો અભ્યાસ કેવી રીતે ચાલતો તેની પણ સુદર્શનને માહિતી મળતી નહિ.

સુમિત્ર તો ખરેખર, અભ્યાસનો શોખીન હતો. વિદેશી વિદ્યાલયમાં દોડી જવાને બદલે એણે પોતાના વિદ્યાલયમાં જ અભ્યાસ ચાલુ રાખ્યો અને ત્યાં જ અભ્યાસ પૂરો કરવાનો એણે નિર્ધાર કર્યો. પરંતુ એની કેળવણી પાછળ એટલું બધું ઓછું ખર્ચ થતું હતું કે એના પિતાને એથી ચેન જ પડતું નહોતું. પોતાના દિલને સંતોષવા એમણે ભારે પગારથી એક ખાસ શિક્ષક રોક્યો. સુમિત્રને તો એવા

કશા ટેકાની જરૂર જ નહોતી.

નલિનીની એક પણ ઇચ્છા અધૂરી રહેતી નહિ. એને 'કોન્વેન્ટ સ્કૂલ'માં દાખલ કરવામાં આવી અને ઘેર શિખવવા એક શિક્ષિકા પણ રોકવામાં આવી. સંગીત શિખવવા એક જર્મન વાયોલીન બજાવનારને રોકવાની પણ લાડથી એણે પિતા પાસે સંમતિ મેળવી.

સરોજને અઢાર વર્ષ પૂરાં થયાં હતાં. હવે એનું લગ્ન કરી નાખવું જ જોઇએ. સુદર્શનનાં સગાંવહાલાં એનો જીવ ખાઈ જવા લાગ્યાં. એ શ્રીમંત બન્યો, પાશ્ચાત્ય રીતભાત અખત્યાર કરી પરંતુ ન્યાતજાતથી કાંઈ તે મોટો થઈ ગયો નહોતો. હિંદુ સમાજના આદેશોનો છડેચોક ભંગ કરવા એ હકદાર નહોતો. સુદર્શન પણ એની પુત્રીને લાંબો સમય કુંવારી રાખવા માગતો નહોતો. એણે પરદેશના પ્રવાસે જવાનો નિર્ણય કર્યો હતો ને એ પ્રવાસ દરમિયાન કોઈ 'સિવિલિયન' જોડે તે એનું ચોકઠું બેસાડી દેવા માગતો હતો પરંતુ એની પત્ની તેમાં સંમત નહોતી. રોજરોજ પારાયણ કરી એણે વર શોધવા પતિને ફરજ પાડી. પુત્રીને પરણાવ્યા સિવાય તેને એ દેશ બહાર પગ મૂકવા દે તેમ પણ નહોતી. નવદંપતી ને નલિનીને લઈ એણે પ્રવાસે જવા ધાર્યું હતું. સુમિત્રને તો બહાર જવાની જરાયે ઇચ્છા નહોતી. સુદર્શન પ્રવાસે જાય તો સુલોચનાએ એની સાથે રહેવું એમ નક્કી થયું.

એવામાં એક લાયક છોકરો જડી આવ્યો. અનિલ 'આઈ. સી. એસ.' નહોતો પરંતુ તંદુરસ્ત, દેખાવડો ને સારી કેળવણી પામેલો હતો. એનું કુટુંબ પણ ખાનદાન હતું. એના બાપ પાસે સુદર્શન જેટલી સંપત્તિ નહોતી છતાં ગુજરાતી સમાજમાં એની સારી પ્રતિષ્ઠા હતી. એમની સ્થાવર મિલકત પણ જેવી તેવી નહોતી. આથી સુદર્શને તેને જમાઈ તરીકે સ્વીકારી લીધો.

સરોજના લગ્નપ્રસંગે પૈસો વાપરવાની સુદર્શનની ઇચ્છા

સંપૂર્ણ રીતે સંતોષાઈ. લોકોને પણ એ પ્રસંગે જ ખબર પડી કે એ કેટલો શ્રીમંત ને કેટલો ધૂની હતો. સુલોચના પણ એક વાર તો આભી બની ગઈ. કઈ રીતે વાંધો ઉઠાવવો તેની જ એને ગમ પડી નહિ. છેવટે પતિના ઉડાઉપણા માટે એણે તકરાર માંડી પરંતુ એથી પણ તે એના પતિને રોકી શકી નહિ. લગ્ન અગાઉ અઠવાડિયાથી તો મિજબાનીઓ ઊડવા લાગી. આખું મહાલય વીજળીની બત્તીઓથી ઝગમગી ઊઠ્યું. બેન્ડના સુંદર સરોદો પણ ચોવીસે કલાક ચાલુ રહેવા લાગ્યા. સરોજ કપડાં ને ઝવેરાતમાં મોંમાગી ચીજો મેળવી શકી એટલું જ નહિ પણ બજારમાંથી જે હાથમાં આવ્યું તે ઘરમાં આવી ખડકાયું. પાંચ લગ્નો પતી જાય એટલું મોટું એનું ખર્ચ આવ્યું. વરરાજાને પણ એટલી મૂલ્યવાન ને અનુપમ ભેટો મળી કે કોઈ રાજકુમાર પણ એથી સંતોષ પામે. આમ સરોજનું લગ્ન ખૂબ જ ધામધૂમથી આટોપાયું. શહેરના શ્રીમંતો પણ એની ભભકથી અંજાયા. છેવટે પૂરા દમામપૂર્વક નવવધૂને વિદાય અપાઈ.

છતાં નવદંપતીને સાથે લઈ પરદેશ ખેડવાની સુદર્શનની ઇચ્છા તો અધૂરી જ રહી. લગ્ન પછી તુરત જ એક દુઃખદ બનાવ બની ગયો. સુલોચના ગંભીર માંદગીમાં પટકાઈ પડી. એની સારવાર પાછળ સુદર્શને પાણીની માફક દ્રવ્ય ખર્ચવા માંડ્યું. એક પણ ઉપાય અજમાવ્યા વિનાનો રહ્યો નહિ પરંતુ સુલોચનાની વળતી દશા ન થઈ તે ન જ થઈ. સરોજ પણ પિયર પાછી ફરી. નલિનીએ શાળામાં જવાનું બંધ કર્યું. સુલોચનાને મોટા પુત્રનું મોં જોવાની ઇચ્છા થઈ એટલે એને તાકીદે આવી જવા તારથી નાણાં મોકલવામાં આવ્યાં. નવીને એની પહોંચ સ્વીકારી ને રજા મેળવવા પ્રયત્ન કરશે એમ જણાવ્યું પરંતુ એ આવ્યો જ નહિ. એક મહિનો ખાટલો સેવી સુલોચનાએ આ અસાર સંસારમાંથી વિદાય લીધી.

સુદર્શન તો આ આઘાતથી પથ્થર જેવો મૂઢ બની ગયો. એણે બીજાને મળવાનું બંધ કર્યું. પત્નીનો શયનખંડ અંદરથી બંધ કરી

તેમાં એ ભરાઈ બેસતો. પહેલાં તો એ ક્વચિત્ જ મદ્યપાન કરતો પરંતુ હવે તો એણે રીતસર ઢીંચવા માંડયું. કુટુંબમાં વાંધો ઉઠાવે એવું હવે કોઈ રહ્યું નહોતું. ધંધા માટે એને એકાન્ત છોડવું પડતું પણ હવે એ છેક જ બદલાઈ ગયો હતો. એણે કુટુંબ સાથેનો સઘળો સંબંધ તોડી નાખ્યો. માત્ર મોંમાગ્યાં નાણાં તે આપતો અને એનાં કુટુંબીઓ તે ખર્ચતાં.

એક વાર સરોજ એને મળવા આવી. "બાપુજી, નલિનીનું લગ્ન કરી નાખો ને. તે છેક જ પશ્ચિમની પૂતળી બની જાય એ ઠીક નથી. બાના અવસાન પછી એ છેક જ વિચિત્ર બનતી જાય છે."

"પણ ઉતાવળ શી છે?" સુદર્શને પૂછયું, "હજી છોકરાઓને તો પરણાવ્યા નથી, તે પહેલાં નલિનીને વિદાય કરું તો ઘર કોણ સંભાળે?"

"નવીન વિલાયતથી પાછો ફર્યો નથી. સુમિત્ર પણ અભ્યાસ પૂરો કર્યા સિવાય લગ્ન કરવા તૈયાર નથી. એટલે નલિનીએ એ બધાની વાટ જોઈ કુંવારા રહેવું? મારા દિયર જોડે એનું ચોકઠું ગોઠવો. એમાં કશું જ ખોટું નથી. મારી સાસુ કન્યાની શોધમાં છે." સરોજે કહ્યું.

"ના, મારે એમ નથી કરવું." સુદર્શને ઉત્તર દીધો, "એ લોકો જૂના જમાનાનાં છે."

સરોજને રોષ ચઢયો પરંતુ વિરોધ દાખવવાની તે હિંમત કરી શકી નહિ. નલિની પશ્ચિમની સુંદરી બનવા માટે ગમે તેટલું અનુકરણ કરે પરંતુ અંતે ગુજરાતીને પરણ્યા વિના તેને ઓછી સિદ્ધિ થવાની હતી? ગુજરાતી સંસાર માટે એવી બધી કેળવણીની પણ શી જરૂર હતી? પછી શરમથી રોઈ રોઈ એને જન્મારો કાઢવો પડશે. સરોજની જ વાત લો ને. લગ્ન પછી તેને ઘણાય કડવા ઘૂંટડા ગળવા પડયા હતા. નલિની માફક એ મડમ બની ગઈ નહોતી છતાંય એનું અધૂરું શિક્ષણ પણ એના શ્વશુરગૃહ માટે અકરાંતિયું બની ગયું હતું.

એક વર્ષ સુધી એની પાછળ પડી એનાં સાસરિયાંએ એને નવા ઘરને અનુરૂપ બનાવી તોપણ સુધરેલી ઢબ માટે હજી પણ સરોજને ટીકાઓ સાંભળવી પડતી.

નલિની તો લહેરથી પોતાને માર્ગે પ્રયાણ કરી રહી હતી એટલે એના લગ્નનું કોઇએ નામ લીધું નહિ. સુમિત્ર બી. એ.માં આવ્યો. નવીન હજી બાપના પૈસે પરદેશમાં લહેર કરતો હતો. એણે એક પણ પરીક્ષા પસાર કરી ન હતી. હવે સુદર્શનને રોષ આવ્યો. એણે પુત્રને પુષ્કળ ઠપકો લખ્યો. નાણાં મોકલવાનું બંધ કરવાની ધમકી પણ આપી.

નવીને એનો ઉત્તર જ વાળ્યો નહિ. બીજી ટપાલમાં પણ એનો પત્ર આવ્યો નહિ એટલે સુદર્શનને પાછી ચિંતા થવા લાગી. એણે વિદ્યાલય પર તાર કર્યો. તુરત જ જવાબ ફરી વળ્યો. નવીન ઓક્સફર્ડ છોડી ક્યારનોય વિદાય થઈ ગયો હતો. સુદર્શન આશ્ચર્ય પામ્યો. એની તપાસ આદરી. પરંતુ તપાસ શરૂ થાય તે પહેલાં જ તેનો અંત આવ્યો. બિલકુલ ખબર આપ્યા વિના નવીન ઓચિંતો હાજર થયો. એની સાથે એની અંગ્રેજ પત્ની હતી એટલે પુત્રને અંગ્રેજી ડીગ્રી કે ડીપ્લોમા ન મળ્યો પરંતુ પોતાને અંગ્રેજ પુત્રવધૂ મળી એ વાતથી સુદર્શનને સંતોષ માનવો પડ્યો.

ઘરમાં દોર ચલાવનાર સાસુજી નહોતાં એટલે વિદેશી નવવધૂને ખાસ ત્રાસ વેઠવો પડ્યો નહિ છતાં એનું ભાવભીનું સ્વાગત તો ન જ થયું. સુદર્શન ગુમાનમાં જ દૂર રહ્યો. પોતાના મહાલયના સુંદર રાચરચીલાવાળા ખંડો અણુવપરાયલા રહેતા તેથી એ ધૂંધવાતો હતો એટલે નવીન ને તેની પત્નીએ કેટલાક ભાગનો કબજો લઈ લહેરથી રહેવા માંડ્યું. નલિનીએ પ્રથમ તો નાકનું ટીચકું ચઢાવ્યું, તુચ્છકાર દાખવ્યો પણ છેવટે તે અંગ્રેજ ભાભીની બહેનપણી જ બની ગઈ.

સરોજને સાસરે તો ખૂબ જ ખળભળાટ મચી રહ્યો. સરોજને

એના પિતાને ત્યાં જવાની મનાઈ થઈ એટલે તે એકાંતમાં છાનાં આંસુ સારવા લાગી છતાં તેની આતુરતા શમી નહિ. તેણે પોતાના પતિને સમજાવ્યો ને સિનેમા જોવા જવાના બહાને તેણે પોતાની અંગ્રેજ ભાભીની મુલાકાત લીધી.

સુદર્શનમાં અનેક અવગુણો હતા પરંતુ કંજુસ તો એ કદીયે નહોતો એટલે નવદંપતીને નાણાંની ભીડ તો પડી જ નહિ. ધીમે ધીમે તેમણે પોતાની માગણીઓ વધારવા માંડી.

નવીનની પત્નીને ધૂન ચઢી કે એના પોશાકોના જેવા રંગની જ મોટરો જોઈએ. કેટલીક સુંદરીઓ પોશાકને અનુરૂપ ઝવેરાત માગે છે પરંતુ આણે તો એ સર્વને ટપી જવા નિર્ધાર કર્યો. નવીનને પણ એની માગણી વાજબી લાગી. એટલે આસમાની, પોપટિયા, ગુલાબી, એમ વિધરંગી ગાડીઓ તબેલામાં ઊભરાવા માંડી. નવી ગાડીઓ માટે તબેલો પણ વધારવો પડ્યો. નલિનીને એનો ભાઈ મૂર્ખ લાગતો એટલે તેણે બહેન પર એક પત્ર લખ્યો. સરોજને પિયેર આવવાની પરવાનગી નહોતી એટલે બહુ બહુ તો તે નવીનને એક ઠપકાભર્યો લાંબો પત્ર જ લખી શકી પરંતુ એનો એને ઉત્તર જ મળ્યો નહિ. સુદર્શન તો પુત્રની રીતભાત ઉપર ખડખડાટ હસ્યો ને પોતાના ખંડમાં જઈ મદ્યપાનમાં ચકચૂર બન્યો. માત્ર સુમિત્ર ઉપર જ આ કશાની અસર થઈ નહિ. એ તો પોતાના અભ્યાસમાં જ મગ્ન હતો. એને ભાભીનાં ખોદણાં ખોદવાની નવરાશ નહોતી. ઊંચી શ્રેણીએ બી. એ. પસાર કર્યા પછી એણે એમ. એ.નું વાંચવા માંડયું હતું.

એકાએક ધૂંધવાતો જ્વાલામૂખી ફાટી નીકળ્યો. સુદર્શનના કુટુંબ પર વજ્રપાત થયો. નવીન, એની પત્ની ને નલિની એક વાર ઉજાણીએ ગયાં હતાં. પાછાં ફરતાં તેઓ એકાએક બિમાર પડી ગયાં. ફરી એક વાર ડોકટરો ને નર્સોની દોડધામ મચી રહી ને પૈસો પાણીની પેઠે વહેવા લાગ્યો. પરંતુ એથી કશું જ વળ્યું નહિ. થોડા થોડા અંતરે

એક પછી એક ત્રણે જણે આ દુનિયામાંથી વિદાય લીધી. નલિનીનો વારો છેલ્લો આવ્યો. સગાંવહાલાં એને છેલ્લી વિદાય દેવા તૈયારી કરતાં હતાં ત્યાં પહેલે માળથી ગોળીબારનો અવાજ સંભળાયો. આખા ઘરમાં ધમાલ મચી રહી. સહુ ઉપર દોડયાં. સુદર્શને આપઘાત કર્યો હતો. તાજી ફૂટેલી પિસ્તોલ એના હાથમાં હતી.

સુમિત્ર દિગ્મૂઢ બન્યો. માતાના મૃત્યુ સમયે એ દિલ મૂકીને રડ્યો હતો પરંતુ આજે તો તે બાઘા જેવો જ બની ગયો. અનિલનાં સગાંવહાલાંને પણ લાગી આવ્યું. તેમણે સરોજને મોકલી આપી. પોતે પણ પડખે ઊભાં. સરોજના આક્રંદનો પાર નહોતો. એક જ દિવસમાં સ્મશાનવત્ બની ગયેલા એ ઘરને છોડી દેવા સુમિત્રને એણે ઘણુંઘણું સમજાવ્યો પણ તે એકનો બે ન થયો. છેવટે થાકીને સરોજે અનિલને થોડા દિવસ પોતાની સાથે રહેવા આગ્રહ કર્યો.

: ૨ :

સુદર્શને જ પોતાના કુટુંબમાં લક્ષ્મીદેવીની પધરામણી કરી હતી. એના અવસાન સાથે એ ચંચલ દેવીએ પણ એના મહાલયમાંથી વિદાય લીધી. સુદર્શને અવિચારી રીતે લક્ષ્મી ઉડાવી હતી, એટલું જ નહિ, પણ તે પોતાની પાછળ ભારે દેવું મૂકી ગયો હતો. એટલે સોલિસીટરે સુમિત્રને નાદારી લઈ લેવા સલાહ આપી. સુમિત્ર પહેર્યે લૂગડે ઘર બહાર નીકળી ગયો. એના બનેવીએ એને આશ્રય આપ્યો પણ સુમિત્રને એટલો આઘાત લાગ્યો કે મુંબઈમાં રહેવું એને અશક્ય લાગ્યું.

આખો દેશ એને ઝેર જેવો લાગ્યો. જ્યાં જ્યાં એ નજર કરતો ત્યાં ત્યાં એને ભૂતકાળના ભણકારા વાગતા ને એના દિલને રહેંસી નાખતા. સરોજ સામે પણ એ મીટ માંડી શકતો નહિ. જગતમાં સરોજ સિવાય હવે એનું કોઈ નહોતું. એને દિલાસો દેવા આવનાર મિત્રોને તે મળવાની તક જ આપતો નહિ.

અનિલને સુમિત્રની ચિંતા થવા લાગી. "બે ત્રણ વર્ષ પરદેશમાં ફરી આવો" તેણે સૂચના કરી, "નવા વાતાવરણમાં તમને ચેન પડશે."

"પરંતુ નવા વાતાવરણમાં જવું હોય તો મારે ચાલીને જ જવું પડે." સુમિત્ર બોલ્યો, "મારી પાસે ફૂટી બદામ પણ નથી એની તો તમને ખબર છે."

"એ બધું થઈ પડશે." અનિલ બોલ્યો, "તમારા પિતા જીવતા

હતા ત્યારે એમણે અમને મોંમાગી રકમો આપેલી છે. એ વખતે આપણે જરા દીર્ઘદૃષ્ટિ વાપરી હોત તો ઠીક થાત. પરંતુ હવે એવી વાતો કરવી નકામી છે. તમારે જે જોઈતું હોય તે લઈ જાઓ. એ તમારા જ પૈસા છે એમ સમજો. એ સ્વીકારવામાં જરાય સંકોચ ન આણશો. તમારી ઇચ્છામાં આવે ત્યારે પાછા વાળજો. તમે પાછા નહિ વાળી શકો તોય કાંઈ હરકત નથી. તમારે ક્યારે ઊપડવું છે એટલું જ નક્કી કરો ને !"

"એમ કહેવું બહુ સહેલું છે" સુમિત્ર બોલ્યો, "પરંતુ અમલમાં મૂકવું મુશ્કેલ છે. ઘણા દિવસથી બ્રહ્મદેશ જોવાની મારી ઇચ્છા છે. એટલે એમ થાય છે કે જાણે ત્યાં જઈ આવું. મારા પિતાજી ત્યાં ખૂબ જાણીતા છે. એમને બ્રહ્મદેશ સાથે વેપારી સંબંધ હતો. ત્યાં ઘણાને નસીબે યારી આપી છે. મારે બહુ નાણાંની જરૂર નથી. પાંચસો છસો રૂપિયા આપશો તોય ચાલશે. પછી હું મારો રસ્તો કરી લઈશ. તમારા પૈસા પાછા વાળવાની મારી ઇચ્છા છે એટલે એ બોજો જેમ ઓછો હોય તેમ સારો."

સરોજે વધારે નાણાં સાથે રાખવા સુમિત્રને આગ્રહ કર્યો પરંતુ સુમિત્ર અડગ જ રહ્યો. પોતાને જરૂરી વસ્તુઓ એ લઈ આવ્યો ને કલકત્તાથી બ્રહ્મદેશ જતી પહેલી જ સ્ટીમર તેણે પકડી. ખૂબ જ કરકસર કરવાનો એણે નિર્ણય કર્યો હતો એટલે એણે તુતકના ઉતારુ તરીકે મુસાફરી કરી. પહેલી જ વાર એ દરિયાઈ સફરે નીકળ્યો હતો. આથી એ માંદો પડ્યો. એ પણ નસીબની એક બલિહારી હતી. માંદા પડવાથી ખોરાક લેવાની એને ખાસ જરૂર રહી નહિ અને એ રીતે નાણાંની પણ બચત થઈ.

સુદર્શનને રંગૂનમાં ઓળખાણપિછાન સારી હતી. એમાંના ઘણા ખરા તો ગુજરાતીઓ હતા. વિશ્વનાથ નામના એક સજ્જનને સુમિત્રે અગાઉથી પત્ર લખી ખબર આપી હતી. થોડા દિવસ તેણે એમને ત્યાં

ઉતારો રાખવા ધાર્યું હતું. એ બંદર પર હાજર ન રહે તો સુમિત્ર મુશ્કેલીમાં આવી પડે તેમ હતું. એક શ્રીમંતનો પુત્ર હોવાથી પોતાનો માર્ગ મોકળો કરી લેવાની એને ટેવ નહોતી. અજાણ્યા સ્થળે એને આશ્રય ક્યાંથી મળે ? પરંતુ વિશ્વનાથ બંદર પર હાજર રહ્યા હતા. એટલે એની ચિંતાઓનો અંત આવ્યો. એક ભાડૂતી ગાડી બોલાવી તેઓ વિશ્વનાથને ઘેર પહોંચ્યા.

આ પ્રદેશ સુમિત્ર માટે નવો ને વિચિત્ર હતો. ત્યાં ગુજરાતીઓ બહુ નહોતા. અહીંની લોકોની બોલી એ સમજી શકતો નહિ. એમના પોશાક પણ જુદી જાતના હતા. એમની રીતભાત પણ એને વિચિત્ર લાગી. રાજમાર્ગની બન્ને બાજુએ આવેલાં મકાનો પણ હિંદી શૈલીનાં નહોતાં. આમ બદલાયેલા વાતાવરણમાં વખત જતાં પોતાનું દુઃખ ભુલાઈ જશે એમ તેણે માન્યું. ચોમેર એને ઉલ્લાસનું જ વાતાવરણ નજરે પડ્યું. અહીંના લોકો એટલા બધા આનંદી, ઉલ્લાસભર્યાં ને ચિંતાવિહોણા જણાયા કે એમણે કદી આફત કે દુઃખ અનુભવ્યાં હશે કે કેમ એ પણ તેને શક્ય લાગ્યું નહિ. જીવનમાં દુઃખ હોય તો સમસ્ત પ્રજા આવા સુંદર પોશાકમાં ઉલ્લસિત વદને ફરી શકે ખરી ?

"આ લોકો હિંદીઓ જેટલા ગરીબ નહિ હોય ?" તેણે વિશ્વનાથને પ્રશ્ન કર્યો,"એમના પોશાકો ઉપરથી તો એ સુખી દેખાય છે."

"એ લોકો પોશાક સારો પહેરે છે એટલું જ." વિશ્વનાથે ખુલાસો કર્યો, "છતાં એ પોતાની જાત માટે ઘણાં ઓછાં નાણાં ખર્ચે છે. ગુજરાતીઓ કરતાં એકંદરે તો સુખી જ કહેવાય."

થોડી જ વારમાં તેઓ નિયત સ્થળે જઈ પહોંચ્યા. વિશ્વનાથ એકલા જ હતા. એમનું કુટુંબ દેશમાં ગયેલું હતું. યુવાનોથી ભરેલી હોટેલોમાં રહેવું એમને પસંદ નહોતું. એટલે એક નાનકડું મકાન એમણે ભાડે રાખ્યું હતું. એમની પાસે એક નોકર હતો.

એક સાંકડી ગલીમાં એ મકાન આવેલું હતું. ગાડી ઊભી રહી

એટલે વિશ્વનાથે બૂમ પાડી: "કામિની!" ઉત્તરમાં એક ઊંચો પુરુષ દાદર પરથી ઊતરી આવ્યો. તમામ સામાન ખભે ચડાવી તે સડસડાટ ઉપર ચડી ગયો. એ રાક્ષસનું નામ સાંભળી સુમિત્રને જરા આશ્ચર્ય થયું. એનું નામ 'કામિની' પાડનાર ખરેખર, કોઈ રમૂજી વ્યક્તિ હશે.

અંધારા ને કડડ કડડ બોલતા જીના પર થઈ તેઓ ઉપર ચડ્યા ને પહેલા માળના ખંડમાં પ્રવેશ કર્યો. એનું મકાન જોઈ એના મહેમાનને આશ્ચર્ય થતું હતું એ વિશ્વનાથની ધ્યાન બહાર નહોતું.

"મુંબઈ જેવી ચમકતી ને સફાઈદાર ઓરડીઓ તમને અહીં નહિ મળે." તે હસીને બોલ્યા: "અહીંના લોકો મોટે ભાગે આવા પિંજરામાં જ રહે છે. એને ફક્ત સૌજન્ય ખાતર જ આપણે ઓરડી કહી શકીએ."

સુમિત્ર એક નાનકડી અંધારી ઓરડીમાં બેઠો. તેને આવું જ કાંઈક જોઈતું હતું એમ તે વિચારી રહ્યો. પોતે શ્રીમંતપુત્ર હતો એ ખરેખર, તે ભૂલી જવા માગતો હતો. એટલે આવો ગજબ પલટો જ તેની ધારી મુરાદ પાર પાડી શકે.

"આજે પહેલે દિવસે પણ મારે તમને એકલા છોડી જવું પડે એમ છે." એના યજમાને જરા આજીજીભર્યા સ્વરે કહ્યું: "મને ક્ષમા કરજો. અમે તો ગુલામ જેવા છીએ. તમે બપોર શી રીતે ગાળશો?"

"હું થોડુંક આમતેમ ફરી આવીશ" સુમિત્ર બોલ્યો.

"ભલે," વિશ્વનાથે ઉત્તર દીધો: "પરંતુ કોઈની જોડે ઝઘડી ન પડો તેની સંભાળ રાખશો. અહીંના લોકો બહુ ભયંકર હોય છે. નજીવા કારણસર ઘા કરી દે છે."

"ખાસ જરૂર હોય તોપણ હું લડી શકતો નથી" સુમિત્ર બોલ્યો: "એટલે અહીં હું કોઈ ઝઘડામાં ઊતરું એવો સંભવ નથી."

વિશ્વનાથ જમીને ઑફિસે ગયા. સુમિત્રે થોડી વાર આરામ લીધો.

પછી તે બહાર નીકળી પડ્યો. તે ધીમે ચાલતો. ચોમેર નજર રાખતો. અજાણ્યા ગામમાં ભૂલા ન પડાય તેની એણે ખાસ તકેદારી રાખી.

રંગુન બ્રહ્મદેશનું પાટનગર હતું છતાંય ત્યાં બહુ બ્રહ્મી લોકો નહોતા. ઊજળા રેશમી પોશાક પહેરેલા ને માથે રૂમાલ બાંધેલા એક બ્રહ્મીની પડખે ગંદાં લૂગડાં પહેરેલા બે મદ્રાસીઓ તેની નજરે પડતા. સાફાવાળા પંજાબીઓ ઘૂમતા બંગાળીઓ ઉઘાડે માથે ફરતા ને અંગ્રેજ પોશાકમાં દેશી ખ્રિસ્તીઓ નજરે પડતા. ઘણા બ્રહ્મીઓ ફુટપાથ પર બેસી 'મોહિંગા' ખરીદી ઉડાવતા. એમને એ વાત છેક સ્વાભાવિક લાગતી. મીઠાઈવાળાઓ ચીના કે બ્રહ્મીઓ હતા. બે વાસણમાં તેઓ 'મોહિંગા' લઈ ફેરિયા પેઠે ફરતા. કુકરની પેઠે નીચે સગડી ને ઉપર બે વાસણો રહેતાં. એક વાંસને બે છેડે તે લટકેલાં રહેતાં. ફેરિયાઓ તે ખભે ભેરવી ફરતા. તેમના હાથમાં બે લાકડીઓ રાખતા ને ચાલુ વાસણો ખખડાવી તેઓ પોતાના વેપારની જાહેરાત કરતા. બ્રહ્મી સ્ત્રીઓ ફળફૂલની ટોપલીઓ માથે લઈ લહેરથી ટહેલતી હતી. પૌર્વાત્ય એકાંત જીવન તેઓ કદી જીવી નથી એ પહેલી નજરે જ પરખાતું. વાહનોમાં મોટે ભાગે રિક્ષાઓ જ નજરે પડતી. રિક્ષાવાળાઓ મદ્રાસીઓ જ હતા.

સુમિત્ર પોતાના ઉતારાથી ઘણે દૂર નીકળી આવ્યો હતો. અત્યાર સુધી તે રાજમાર્ગ ઉપર જ આગળ વધી રહ્યો હતો. હવે તેણે એક નાની ગલીમાં પેસવાનું સાહસ કર્યું. ત્યાં હલકા વર્ણનો વસવાટ હશે એમ તેણે ધાર્યું. દરેક પ્રકારનો કચરો ત્યાં વેરાયલો પડ્યો હતો. બન્ને બાજુએ તૂટીફૂટી ઝૂંપડીઓની હારો હતી. ખરે બપોરે પણ ફુટપાથ ઉપર અનેક માણસોએ લંબાવ્યું હતું. માત્ર થોડા જ માણસો આમતેમ બેઠેલા ને લૂગડાના કકડાથી પવન ખાતા હતા. એ બધા મજૂરો જેવા લાગ્યા. ગલીમાંથી પસાર થતાં તામીલ ને તેલુગુ ભાષાનો ખીચડો એના કાનમાં કોલાહલ મચાવી રહ્યો.

ગલીને છેક છેડે એક નાનકડી દુકાન હતી. પાસે જ દશબાર સ્ત્રીપુરુષો તકરાર કરતાં ઊભાં હતાં. તેઓ હાથ લાંબા પહોળા કરીને ઊંચે સાદે બૂમો પાડતાં હતાં. તેમના કોલાહલથી આકર્ષાઈ લોકોનું ટોળું ત્યાં જમા થવા માંડયું હતું. ધીમે ધીમે એ ટોળું મોટું થતું ગયું, એટલે સુમિત્રને પણ આતુરતા થઈ. નજીક જઈ એક બાજુએ તમામ ખેલ જોતો તે ઊભો રહ્યો.

તકરાર કરનાર બધા જ મદ્રાસીઓ હતા. એમના પોશાક ને ભાષા પરથી એટલું જ એ સમજી શકયો. એક નાની બાલિકા જમીન પર બેઠી બેઠી રડતી હતી. તેણે મોટી કિનારની કેસરી સાડી પહેરી હતી. તેના અંગ પર એકે અલંકાર નહોતો. તે મનોહર હતી. એનું વદન પણ આકર્ષક હતું. એક જાડો પ્રૌઢ માણસ તેની પાસે ઊભો હતો. મોટી કિનારનાં કપડાં એણે પહેર્યાં હતાં. સોનાના અલંકારોની પણ કમીના નહોતી. તે આમ ઠીક ઠીક શ્રીમંત જણાતો હતો, પણ કોઈ અજાણ્યા કારણસર અત્યારે એની કમાન છટકી હતી. એની બાજુમાં બેઠેલા એક સુકલકડા વૃદ્ધને એ ગાળો દઈ રહ્યો હતો. એ વૃદ્ધ હાથ હલાવી તીણા સ્વરમાં કાંઈક સમજાવવા પ્રયત્ન કરી રહ્યો હતો. પેલો સ્થૂલકાય પુરુષ છોકરીનો હાથ પકડી તેને અવારનવાર પોતાના તરફ ખેંચી રહ્યો હતો, પરંતુ તે છોકરી દરેક વખતે એનો હાથ તરછોડી નાખતી હતી ને જોરથી પોક મૂકતી હતી. ટોળામાંથી કોઈ કોઈ એને પ્રશ્નો પૂછતા હતા, પરંતુ કોઈ એમને જવાબ દેતું નહિ. દરેક પોતપોતાની વાતમાં જ મશગૂલ હતું.

સુમિત્રની આતુરતા વધી. ટોળામાં થોડાક ગુજરાતીઓ પણ હતા. એક પ્રૌઢ જણાતા સજ્જન પાસે જઈ તેણે પૂછયું: “શું છે, ભાઈ? આ બધી શી ગરબડ છે?”

“તકરાર ઝગડામાં જ આ લોકોને લહેર પડે છે.” તે સજ્જને સુમિત્રને ઉત્તર દીધો. “પશુ પેઠે તેઓ વૈતરું કરે છે, મચ્છી પેઠે

ઢીંચે છે ને ગાંડા પેઠે લડે છે. છેવટે તેઓ હૉસ્પિટલમાં જઈ દેવલોક પામે છે."

"પરંતુ પેલી છોકરી કેમ રડે છે?" સુમિત્રે પ્રશ્ન કર્યો. "અને પેલો જાડો પુરુષ એને હાથ પકડી કેમ ખેંચી રહ્યો છે?"

"પેલા વૃદ્ધે એ જાડા પુરુષને તે છોકરી વેચી છે," તેણે ખુલાસો કર્યો. "પરંતુ છોકરીને એની સાથે જવું નથી. એટલે આ બધી ધમાલ ઊભી થઈ છે."

સુમિત્ર પર વજ્રપાત થયો: "એને વેચી છે? શું કહો છો? અહીં પોલીસ વચ્ચે નથી પડતી?"

"પોલીસ આવા કામમાં માથું જ મારતી નથી." તેમણે આગળ ચલાવ્યું. "આવા તો સેંકડો કિસ્સાઓ અહીં રોજ બને છે. પેલો જાડો માણસ આજે તેને ખેંચી જશે. થોડા દિવસ પોતાને ત્યાં રાખી બીજા કોઈને વેચી દેશે. એને પૈસાની જરૂર પડે એટલી જ વાર. આ લોકોને મન સ્ત્રીનું મૂલ્ય વાસણ જેટલુંય નથી. છોકરી જકે ભરાઈ દુ:ખ વહોરી લે છે. પેલો જાડો માણસ વેર લીધા વિના હવે એને છોડશે નહિ."

"કેવું ભયંકર!" સુમિત્ર અકળાયલા સ્વરે બોલી ઊઠ્યો. "વીસમી સદીમાં આવા સંસ્કારી દેશમાં પણ આવું બનતું હશે તેનો મને તો સ્વપ્નેય ખ્યાલ નહોતો. કોઈએ પોલીસને ખબર આપવી જોઈએ."

"એથી ફાયદો શો?" નવપરિચિત સજ્જને કહ્યું. "પોલીસ આવી આ બે જણને ચોકી પર લઈ જશે ને આ લોકો ચાપાણી આપી તુરત જ છુટકારો મેળવશે. પણ છોકરીનું શું? એને કોણ આશ્રય આપશે? કોઈ એને આશ્રય આપે તો એ પણ થોડા દિવસ પછી એને વેચવાનો જ."

"પરંતુ આમ મૂંગા ઊભા રહી આવો ભયંકર બનાવ બનતો

જોઈ કેમ રહેવાય ?" સુમિત્ર બોલ્યો. "એ છોકરીને બચાવવા કંઈ પણ ન થઈ શકે ?"

"થઈ શકે." પેલો ગુજરાતી હસીને બોલ્યો. "પેલા જાડા માણસને વધારે દામ આપવાનાં કહી તમે એ છોકરીને ખરીદી લો. પરંતુ આ વાતને તમે વધારે પડતું મહત્ત્વ આપો છો. આ સ્ત્રીઓ પશુ માફક વેચાવા ટેવાયલી જ છે. એની એમને કાંઈ પડી જ હોતી નથી. પેલી છોકરીને ખૂબ રડવાનું કારણ બીજું કાંઈ નહિ, પણ તેને ખરીદનાર જાડો પુરુષ એને ગમતો નથી, એટલું જ છે."

"ના ભાઈ, ના," કોઈ ટોળામાંથી બોલી ઊઠ્યું. "પહેલી જ વાર એને વેચવામાં આવે છે. એક મહિના પહેલાં જ એ અહીં આવી છે. હજી એને પરણાવી પણ નથી."

"હું એને ખરીદી લઈશ." ટોળા તરફ જોઈ સુમિત્રે કહ્યું. "મારી પાસેની પાઈએ પાઈ આપવી પડે તોય હરકત નથી. આવી ભયંકર રીતે માનવજાતની દુર્દશા કરવામાં આવે એ કોઈ સાંખી શકે નહિ. પણ એને હું રાખીશ ક્યાં ? આજે જ હું રંગૂન આવ્યો છું ને ઓળખીતાને ત્યાં ઊતર્યો છું."

"એ બધુંય બની શકે." બીજો બોલ્યો. "તમારે એને ખરીદવું જ હોય તો જલદી કરો. હમણાં જ બધું પતી જશે એમ લાગે છે; કારણકે પેલો જાડો માણસ બળજબરીથી એ સોદો પતાવી નાખવા માગે છે."

એની વાત ખરી હતી. પેલો જાડો માણસ એક રાડ નાખી તે છોકરી તરફ આગળ વધ્યો ને એનો ચોટલો પકડી ખેંચવા લાગ્યો. ટોળું ધીમે ધીમે વીખરાવા લાગ્યું. છોકરીના આક્રંદ પ્રત્યે કોઈએ ધ્યાન આપ્યું નહિ. એને વેચનાર પેલા વૃદ્ધે પોતાનું બચકું સંભાળી વિદાય થવા તૈયારી કરી.

સુમિત્ર તે છોકરી પાસે દોડી ગયો. એને ત્રાસ આપનાર પાસેથી એક સખત આંચકા સાથે તેને છૂટી કરી. છોકરી દૂર ભાગી ને કૃતજ્ઞતાભર્યાં વિશાળ નયને એના તરફ તાકી રહી. આમ અણધાર્યો છુટકારો થવાથી એ સહજ વિસ્મિત બની હતી, પરંતુ કાન ફાડી નાખે એવો ત્યાં કોલાહલ મચી રહ્યો. પેલો ગુજરાતી સજ્જન સુમિત્રની મદદે ધાયો. એની પડખે ઊભા રહી એણે હિંદી ને તામીલમાં બધી વાત સમજાવવા માંડી. એના પ્રયત્નો સફળ થયા. કોલાહલ શાંત પડ્યો. પેલો જાડો પુરુષ ભયંકર મુખમુદ્રા કરી સુમિત્ર સામે જોઈ રહ્યો.

"તમે શું કહ્યું ?" સુમિત્રે પ્રશ્ન કર્યો.

"એમને ગમે તે." તે ગુજરાતી સજ્જને ખુલાસો કર્યો. "તમને છોકરી ગમી ગઈ છે. તમે તેને ખરીદી લેવા માગો છો. તેઓ માની જાય તો ઠીક, નહિ તો પોલીસને ખબર આપવામાં આવશે. તમે પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટના સગા છો એમ પણ મેં હાંક્યું છે."

સુમિત્રને સહજ સંકોચ થયો. ટોળાને શું લાગ્યું હશે? પરંતુ છોકરીને બચાવી શકાય તો ફિકર નહિ. એ તદ્દન અજાણ્યો હતો. અજાણ્યા પ્રદેશમાં લોકો ગમે તે વિચાર કરે તેની એને પરવા નહોતી.

"કેટલા રૂપિયા માગે છે?" તેણે પૂછ્યું.

પેલા ગુજરાતી સજ્જને કહ્યું: "આ જાડો પાકો લોભી જણાય છે. આ છોકરીનો એણે પૂરા પચાસ રૂપિયા પણ આપ્યા નથી અને હવે એ બસો માગે છે."

સુમિત્ર આખાય પ્રકરણનો અંત આણવાની ફિકરમાં હતો. "ભલે," તે બોલ્યો. "પણ મારી પાસે પૈસા નથી. ઘેર જઈ લાવવા પડશે. એ વાટ જોશે ?"

"વાટ જુએ પણ ખરા, ને ન પણ જુએ." તેણે કહ્યું.

"આવા લોકોનો કશો જ ભરૂંસો નહિ. પણ તમે એક કામ કરો. હું નજીક રહું છું. હું એમને મારે ઘેર લઈ જાઉં છું. ત્યાં એમને રોકી રાખીશ. એટલામાં તમે નાણાં લઈ આવજો. આજે તમારો દિવસ સારો ઊગ્યો નથી. આટલાં બધાં નાણાં નાહક વેડફી મારવાનાં છે."

"ભલે, એક માનવી ભયંકર આફતમાંથી ઊગરી જતું હોય તો પૈસાની શી ફિકર છે?" સુમિત્રે દિલની વાત કહી.

"હજી તમે નાના છો, એટલે ગુલાબી નજરે જગત જોઈ રહ્યા છો." તે બોલ્યો. "અમે તો આવી વાતોથી ટેવાઈ ગયા છીએ. અમારે મન પૈસા ગુમાવવા એ સીધી સાદી ખોટ; બીજું કશું જ નહિ. એનો હેતુ ફાવે તે હોય, ખોટ એટલે ખોટ. ચાલો, તાપ પણ બહુ લાગે છે."

દરમિયાન સુમિત્રે પેલી છોકરી પાસે જઈ હિંદીમાં પૂછ્યું: "તારું નામ શું?"

તે હિંદી જાણતી હોય તેમ જણાયું. તેણે સુમિત્ર સામે જોઈ જવાબ આપ્યો: "કલ્યાણી!"

ગુજરાતી સજ્જનનું ઘર બીજી ગલીમાં હતું. થોડીક વારમાં તેઓ ત્યાં પહોંચી ગયાં. પ્રેક્ષકો પણ ધીમે ધીમે વીખરાયા. પ્રકરણનો અંત ન જાણ્યાથી તે દિલગીર થયાં.

ઘરનાં છોકરાં બહાર દોડી આવ્યાં; અજાણ્યા તરફ આશ્ચર્યથી જોઈ રહ્યાં. ઘરનાં બૈરાં પણ બારીએથી નજર કરી ગયાં. કલ્યાણી એક ખૂણામાં ઊભી હતી. સંકોચથી એ લેવાઈ જતી હતી. એનો માલિક જમીન પર લપાઈ બેઠો હતો અને ચોમેર લોભી નજર નાખી રહ્યો હતો. સુમિત્ર રિક્ષા બોલાવી ઝડપથી ઉતારે દોડ્યો.

: ૩ :

રિક્ષા ઉતારા તરફ દોડી રહી. સુમિત્રનો ઉકળાટ પણ નરમ પડ્યો. એના દિલમાં અસંખ્ય વિચારો ઊભરાયા. દુઃખી અબળાને છોડાવવા એ તૈયાર થયો હતો, પરંતુ હવે એનું એ શું કરશે? છોકરીને બદલે છોકરો હોત તો એને કશી જ મુશ્કેલી નહોતી. વિશ્વનાથને ત્યાં ચાકર રહેત. કલ્યાણી પણ કામ કરવાની તો ના નહિ જ પાડે. પરંતુ એને નોકરી કોણ આપે? ખ્રિસ્તી મિશનરીઓને છોકરી સોંપીએ તો ઠેકાણે પડે, પણ એમાં એનું હિંદુત્વ આડે આવ્યું. વળી એ છોકરી પણ ધર્માંતર કરવા ખુશી હશે કે કેમ, તેની એને ખબર નહોતી.

ઉતારો આવ્યો એટલે રિક્ષામાંથી ઊતરી એણે બારણું ખખડાવ્યું. કામિનીએ બારણું ઉઘાડ્યું. સુમિત્રને જલદી પાછો ફરેલો જોઈ તે આશ્ચર્ય પામ્યો. એક શબ્દ પણ ઉચ્ચાર્યા વિના સુમિત્ર ઉપર ગયો. પેટીમાંથી બસો રૂપિયા કાઢી ફરી પાછો રિક્ષામાં ચઢી બેઠો અને થોડી જ વારમાં તે પાછો ફર્યો.

પેલો જાડો મદ્રાસી તો બબડ્યા જ કરતો હતો. એના હાથમાં નાણાં આવ્યાં તોય એને સંતોષ થયો નહિ. આખરે નાછૂટકે સલામ ભરી તે નીચે ઊતર્યો.

"હવે આનું શું કરીશું?" પેલા સજ્જનનું નામ ગોપાલદાસ હતું તેને સુમિત્રે પૂછ્યું.

"રંગૂનમાં એના જાતભાઈઓ ઘણાય છે." તે બોલ્યા. "એનાં સગાંવહાલાં માટે આપણે પૂછીએ."

"રંગૂનમાં તો મારું કોઈ પણ સગું નથી," તે છોકરીએ સંકોચાતાં ઉત્તર દીધો. "પણ કાલાબસ્તીમાં મારી એક દૂરની માસી રહે છે. કદાચ એકાદ રાત એ રહેવા દે. પણ વધારે વખત તો એય ઘરમાં ન રહેવા દે. એ લોકો ઘણાં જ ગરીબ છે. વળી મારા માસા ભારે દારૂડિયા છે, એટલે હું ત્યાં વધારે વખત રહી પણ શકું નહિ."

"વાઘના જડબામાંથી છોડાવી આપણે એને ફરી મગરના ગાચામાં મૂકવી નથી." સુમિત્ર બોલ્યો.

"પણ મારા સાહેબ!" ગોપાળદાસ બોલ્યા. "આ લોકો એક રાતમાં એને ખાઈ નહિ જાય. એક બે દિવસ એ ત્યાં છો જઈ આવતી." તે કલ્યાણી તરફ ફર્યો: "એમનું ઘર તને જડશે?"

"કદાચ . . ." તેણે ખુલાસો કર્યો.

સુમિત્ર તદ્દન અજાણ્યો હતો અને નવો જ આવેલ હોવાથી ગામના લત્તાઓથી બિલકુલ અણવાકેફ હતો. તે ફરી ગોપાળદાસ તરફ ફર્યો. "તમારે જરા વધારે મદદ કરવી પડશે. આટલું કર્યું તો હવે ગાડું બરાબર ચીલે ચડાવો. ચાલો, આપણે સાથે જઈ એને એની માસીને ત્યાં મૂકી આવીએ."

એમણે ફરી ગાડી બોલાવી ને કલ્યાણીને લઈ તેઓ ઊપડ્યા. કાલાબસ્તી રંગૂનનું પરું છે. તે બહુ દૂર નહોતું. પરામાં તેઓ ગાડીમાંથી ઊતરી પડ્યાં અને પગે આગળ ચાલવા માંડ્યું. કલ્યાણી આગળ ચાલતી હતી. કેટલીયે ગલીકૂંચીઓ વટાવ્યા પછી એક ગલી આગળ કલ્યાણી ઊભી રહી. એની માસી એ ગલીમાં રહેતી હતી. એ ગલી ખૂબ જ સાંકડી અને ગંદી હતી. ત્યાં દુર્ગંધ પણ પુષ્કળ આવતી હતી એટલે નાકે રૂમાલ દીધા વિના છૂટકો નહોતો. બન્ને બાજુએ પડી ગયેલી ભાંગીતૂટી ઝૂંપડીઓ હતી.

કલ્યાણીએ એક ઝૂંપડી તરફ આંગળી કરી કહ્યું: "મારી માસી અહીં . . ."

"તને રાખવાને એ ખુશી છે કે કેમ એ પૂછી જો !" સુમિત્રે કલ્યાણીને સૂચના કરી.

કલ્યાણીએ ઝૂંપડીમાં જઈ તેની માસી જોડે વાત કરી. જવાબમાં તેલગુ ભાષામાં એક તોફાન તેમના કર્ણપથે પડ્યું. કલ્યાણીએ બધી હકીકત સુમિત્રને સમજાવી. એની માસી એને રાખવા ખુશી હતી, પરંતુ બે દિવસ માટે જ. વળી કલ્યાણીની ખોરાકી માટે આઠ આના અગાઉથી આપવામાં આવે તો જ. સુમિત્રે આઠ આના કાઢી કલ્યાણીની માસીના હાથમાં મૂક્યા.

"આ છોકરીને એ લોકો ખવરાવશે એમ તમે માનો છો ?" ગોપાલદાસે કહ્યું. "તમારા આઠ આનાનો એ લોકો હમણાં જ દારૂ ઢીંચી આવશે."

બે દિવસમાં પાછા લઈ જવાની સુમિત્રે કલ્યાણીને ખાતરી આપી, એક રિક્ષા બોલાવી બન્ને જણ તેમાં બેસી ગયા. સુમિત્રે પાછળ નજર કરી તો કલ્યાણી દયાભરી નજરે તેમના તરફ જોઈ રહી હતી. એ ગરીબ છોકરી માટે સુમિત્રને લાગણી થઈ આવી. એ ગંદા ઘરમાં એને છોડી જવું જોઈતું નહોતું. આટલો બધો બચાવનો ઢોંગ કર્યો પછી સંકોચ શા માટે ?

રાજમાર્ગ પર તેઓ રિક્ષામાંથી ઊતરી પડ્યા.

"હવે હું જાઉં." ગોપાલદાસે રજા લીધી.

સુમિત્રનું મગજ તો હજી એ નૂતન કોયડામાં ગૂંચવાયલું જ હતું એટલે પૂછ્યું: "આ છોકરીને સારી જગામાં રાખવાનો બંદોબસ્ત ન થાય ?"

"એવું કાંઈક કરવું જ પડશે" ગોપાલદાસે તેના વિચારને ટેકો

આપ્યો. "વિચાર કરવા, આપણે અડતાલીસ કલાક મેળવ્યા છે; એટલા સમયમાં તો ભલભલાં રાજ્યોની ઊથલપાથલ થઈ જાય."

"સાંજે તમે ઘેર હશો ?" સુમિત્રે પૂછ્યું. "તમને ફુરસદ હોય તો હું ને વિશ્વનાથભાઈ આપને ત્યાં આવીએ. અહીં હું કોઈને પિછાનતો નથી એટલે એકલે હાથે કશું જ કરી શકું તેમ નથી. કૃપા કરી મને મદદ કરો."

"એટલે તમે વિશ્વનાથભાઈને ત્યાં ઊતર્યા છો ?" ગોપાલદાસે આશ્ચર્ય દાખવ્યું. "બૅન્કમાં જાય છે એ ને ?"

"તમે એમને ઓળખો છો ?" સુમિત્ર બોલ્યો. "ચાલો, બહુ સારું થયું. હવે તેમને મારી સાથે આવતાં સંકોચ થશે નહિ."

થોડે સુધી સુમિત્ર જોડે ચાલ્યા પછી ગોપાલદાસ પોતાના ઘર તરફ વળ્યા. સુમિત્ર ઘેર પહોંચ્યો ત્યારે વિશ્વનાથ આવ્યા નહોતા, તેથી એક ખુરસીમાં પડ્યા પડ્યા તેણે જૂનું છાપું ઉથલાવવા માંડ્યું. બહાર જવાની હવે તેની ઇચ્છા જ નહોતી. પહેલે જ તડાકે એના બસો રૂપિયાનું પાણી થયું હતું. કામિની કડક ચા લઈ આવ્યો. થોડોક નાસ્તો પણ લાવ્યો, પરંતુ સુમિત્રને નાસ્તો બહુ માફક આવ્યો નહિ. એણે તો ફક્ત ચા જ પીધી.

એવામાં વિશ્વનાથ આવ્યા. કોટ ટોપી કાઢી તે ખુરશી પર બેઠા અને રૂમાલ કાઢી કપાળ પરથી પ્રસ્વેદ–બિંદુઓ લૂછવા લાગ્યા. "મારા જેવા વૃદ્ધને કામ કરવું ભારે પડે છે." તે બબડ્યા. "આ રોજની ગુલામી નથી પાલવતી. આ પીડામાંથી ક્યારે છુટાશે તે જ સમજાતું નથી. શહેરમાં કેટલું ફરી આવ્યા ?" તેમણે સુમિત્ર તરફ વળી પ્રશ્ન કર્યો. "તમને ગમ્યું કે ? કેટલાકને તો આ શહેર પુષ્કળ ગમે છે."

"હું બહુ ફરી શક્યો નથી." સુમિત્રે જવાબ આપ્યો.

" બહાર નીકળતાં જ હું તો એક વિચિત્ર જંજાળમાં ફસાઈ પડચો છું. થોડાક પૈસાનું પાણી પણ થયું."

" કેવી રીતે ?" વિશ્વનાથે આતુરતા દાખવી.

સુમિત્રે વિગતવાર તમામ હકીકત કહી. " કેવી પીડા !" સુમિત્રે પૂરું કર્યું કે વિશ્વનાથ બોલી ઊઠચા. " બીજાની પીડા વળી તમે ક્યાં વહોરી લીધી ? એ છોકરી વેચાઈ ગઈ હોત તેમાં તમારું શું જાત ! એ લોકો એવી રીતભાતથી ટેવાયલાં જ હોય છે. એમના પુરુષો એમને પશુ સમાન જ લેખે છે. એમની લે–વેચ થાય છે. તેઓ બેસિતમ માર ખાય છે. એ સિવાય દિવસભરમાં એમને બીજું કામ જ હોતું નથી. એનો બચાવ કર્યો છે તો હવે તમે શું કરશો ?"

" આપણે એને માટે કાંઈક તો વ્યવસ્થા કરવી જ જોઈએ ને ?" સુમિત્ર બોલ્યો. " મારી માહિતી પ્રમાણે એ છોકરી અગાઉ કદી વેચાઈ નથી. તમે ને ગોપાલદાસ જેમ નક્કી કરો તેમ આપણે વર્તીએ."

વિશ્વનાથે એની વાત બરાબર સાંભળી નહિ. " તમે યુવાન છો, પરંતુ ગોપાલદાસ દુનિયાથી ઘડાયલા છે. એ વધારે સમજી શકશે. ": તે બોલ્યા." પ્રથમથી એમણે તમને રોકવા જોઈતા હતા. આવા વખતમાં તમે બસો રૂપિયા જેવી રકમ નાહક વેડફી મારી, પણ હવે શું થાય ? તમારી પાસે કેટલાં નાણાં છે ? લાવો; બધું મારી પાસે રાખું; નહિ તો કોઈ લુચ્ચો એ પણ ઝૂંટવી જશે. આ દેશથી તમે અજાણ્યા છો ને અહીં ઠગારાનો પાર નથી."

કામિની વિશ્વનાથ માટે ચા–નાસ્તો લઈ આવ્યો. " ભલે," સુમિત્રે સંમતિ આપી. " લાવો," વિશ્વનાથ ચા–નાસ્તાને ન્યાય આપતાં બોલ્યો. " હું એને પોસ્ટમાં મૂકી આવું. ઘરમાં એક પાઈ પણ રાખવી સલામત નથી. અમે એક પાઈ પણ ઘરમાં રાખતા નથી."

ચા–નાસ્તાથી પરવારી તે સુમિત્ર સાથે બહાર નીકળી પડચા. રંગૂનમાં રિક્ષાઓ ઘણી જ સસ્તી મળે છે. શહેરમાં ગમે તેટલે અંતરે

જવું હોય તોય ફક્ત બે જ આના આપવાના હોય છે એટલે બહુ જ થોડા માણસો ચાલતા જાય છે. વિશ્વનાથ ને સુમિત્ર પણ રિક્ષામાં ચઢી બેઠા ને જોતજોતામાં ગોપાળદાસના ઘર આગળ આવી પહોંચ્યા. ગોપાલદાસ પણ વાયદા મુજબ તેમની વાટ જોતા બેઠા હતા. એમણે એમનો ભાવભીનો સત્કાર કર્યો ને ચા પીવા આગ્રહ કર્યો, પરંતુ બન્ને ચા પીને આવ્યા હતા એટલે કબૂલ થયા નહિ.

"કલ્યાણી માટે મેં એક સરસ જગા શોધી કાઢી છે." ગોપાલદાસે સુમિત્ર સામે જોઈ વાત છેડી. "તમને મારી વાત ગમે તો એની બધીય ચિંતા મટી જાય."

સુમિત્રે વિગત પૂછી, એટલે ગોપાલદાસ બોલ્યા: "મારા એક મિત્રને એની બાલપુત્રી રાખવા આયા જોઈએ છે. કેળવાયલી આયાઓ બહુ મોંઘી છે. વીસ પચીસ રૂપિયા સહજ માગે. એ ભાઈ એટલી ભારે રકમ ખર્ચી શકે તેમ નથી. ખાવુંપીવું ને દસેક રૂપિયા આપશે. આપણે કલ્યાણીને ત્યાં ગોઠવીએ. ટૂંકા પગારે અનુભવી આયા મળવાની નથી. કલ્યાણી થોડા દિવસમાં તૈયાર થઈ જશે. એનાં માબાપ કરતાં આ લોકો સાથે કલ્યાણી વધારે સુરક્ષિત રહેશે."

"એમાં કાંઈ જ ખોટું નથી." વિશ્વનાથે એ વાતને ટેકો આપ્યો. "આયાનું કામ શીખી લેશે તો એ છોકરી ભવિષ્યમાં ઘણી જ સારી રકમ કમાઈ શકશે"

"ત્યારે કાલે આપણે એને લઈ આવીએ." ગોપાલદાસ બોલ્યા. "અત્યાર સુધીમાં પણ થોડીક મારપીટ થઈ ચૂકી હશે. આથી તમને ધડો પણ મળશે ને ભવિષ્યમાં આવી પીડામાં પડશો નહિ. દુનિયામાં પ્રથમ આપણે આપણી સંભાળ રાખવાની; બીજા સૌ પોતપોતાનું ફોડી લેશે."

બીજે દિવસે ચા પી તેઓ ગોપાલદાસને ત્યાં ગયા. કલ્યાણીને લેવા ત્રણે જણ કાલાબસ્તી ઊપડ્યા. પેલી ગલી શોધતાં એમને

ઠીક ઠીક તસ્દી લેવી પડી. એમને તે ગલીનું નામ યાદ નહોતું ને આગલે દિવસે તે નોંધી લેવાનું એ વિસરી ગયા હતા.

કલ્યાણી બહાર જ બેઠી હતી. હાથમાં હથોડી લઈ તે કાંઈક કડાકૂટ કરી રહી હતી. સુમિત્ર ને તેના સાથીદારને ઓળખતાં જ તેનું મોં મલક્યું; ઊભી થઈ ને તે પોતાના ઘરનાં માણસોને ખબર આપવા અંદર દોડી.

“આ તમારી કલ્યાણી ?” વિશ્વનાથે પૂછ્યું. “લાગે છે તો ઘણી નાની !”

પડોશની ઝૂંપડીઓમાંથી ત્યાં ઝપાટાબંધ માણસો ઊભરાયાં. કલ્યાણીને લઈ જવા સારા લોકો આવ્યા હતા એ વાત ચોમેર ફેલાઈ ગઈ. બધા સુમિત્ર સામે એવું તો તાકી તાકીને જોઈ રહ્યા કે તે બિચારો શરમથી લેવાઈ જ ગયો. એનું વદન લાલચોળ બની ગયું. દેશી લોકો એને કલ્યાણીનો ભાવિ પતિ માનતા હતા એ તેની ધ્યાન બહાર ન રહ્યું.

કલ્યાણીએ કપડાં બદલ્યાં. હાથ-મોં ધોઈ તેણે માથું ઓળી લીધું; ફાટેલી સાડી બદલી પહોળી કિનારની સાડી પહેરી. એની માસીએ એને થોડુંક બંધાવ્યું. એક બે સાડીઓ ને એક બે વાસણો તેની પોટલીમાં નજરે પડતાં હતાં.

ગાડીમાં ત્રણ જ ઉતારુઓ બેસાડવાનો રંગૂનમાં રિવાજ છે, એટલે ગોપાલદાસે ટ્રામમાં આવવાનું સ્વીકાર્યું.

પરંતુ કલ્યાણી સાથે ગાડીમાં બેસવા વિશ્વનાથ રાજી નહોતા તેથી એ વચમાં જ બોલી ઊઠ્યાઃ “હું ટ્રામમાં જઈશ. તમે ગાડીમાં આવજો. સ્ટેશન આગળ હું તમારી વાટ જોતો ઊભો રહીશ.” અને કાંઈ પણ જવાબ મળે ત્યાર પહેલાં છત્રી ઉઘાડી એમણે ચાલવા માંડ્યું.

સુમિત્રે ગાડી ઠરાવી. ત્રણે જણ અંદર ગોઠવાયાં. કલ્યાણીએ

ઉલ્લાસભેર બધાંની વિદાય લીધી. સગાંવહાલાંના વિરહનું દર્દ એને જરાય સાલતું જણાયું નહિ.

ગાડી સ્ટેશને પહોંચી. વિશ્વનાથ તેમની વાટ જોતા ત્યાં જ ઊભા હતા. તેઓ ગાડીમાંથી નીચે ઊતર્યાં. "તમારું ઘર અહીં આવ્યું?" કલ્યાણીએ હસીને પ્રશ્ન કર્યો.

સુમિત્રને ખુલાસો કરવાની ફરજ પડી. સુમિત્રનું ઘર તો ઘણુંયે દૂર હતું. અહીં તો એને આયા તરીકે નોકરી અપાવવા લઈ આવ્યા હતા. આ જાણી કલ્યાણીના વદન પર નિરાશાની કાલિમા છવાઈ ગઈ.

"મને તમારી સાથે નહિ રાખો?" તેણે પૂછ્યું. એને ક્રૂર જગત પરથી વિશ્વાસ ઊઠી ગયો હતો. ખૂણે ખૂણે એને અણધાર્યો ડર લાગતો. માત્ર સુમિત્રનો જ એને વિશ્વાસ બેઠો હતો. એની સાથે જ એને સલામતી લાગતી હતી. સુમિત્ર જ એનો એક પૂરો આધાર હતો.

સુમિત્રના કપોલપ્રદેશ પર પ્રસ્વેદનાં થર બાઝયાં. કલ્યાણીને પણ એની જ આશા હતી? પરંતુ એ તદ્દન અસંભવિત હતું. તેને એ કેમ સમજાવી શકાય? જંગલી હરણ જેવી તે સાદી ને નિર્દોષ હતી. સારું થયું કે એના સાથીદારો ગાડીવાળા સાથે રકઝકમાં પડ્યા હતા, નહિ તો સુમિત્ર વધારે સંકોચ અનુભવત.

એનું કુટુંબ અહીં નહોતું એટલે તેને દાસીની જરૂર નહોતી, એમ સુમિત્રે કલ્યાણીને સમજાવવા માંડ્યું. આ સજ્જનને ત્યાં થોડા દિવસ તો રહ્યા વિના છૂટકો નહોતો; બરાબર કામ શીખી લેશે તો ભવિષ્યમાં એને સારો પગાર મળશે.

કલ્યાણી શાન્ત ને દુઃખી જણાઈ. સુમિત્રની દલીલો એને સંતોષી શકી નહિ. બીજાના લાભ માટે આવી રીતે દાસી ખરીદતાં એણે કોઈ ને-ય જોયા નહોતા.

નવા શેઠને ત્યાં કલ્યાણીને મૂકી તેઓ વિદાય થયા. સુમિત્રને

બહુ જ લાગી આવ્યું. એને શરમ લાગી એટલું જ નહિ પણ દિલગીરી પણ થઈ. કેવી વિચિત્ર દશા ! પેલી છોકરીએ ખરેખર, એની સાથે જ રહેવાની આશા રાખી હશે ? એ ખૂબ જ નિરાશ થઈ હશે ? જેમ જેમ એ વિચારમાં ઊંડો ઊતરતો ગયો તેમ તેમ એનો કોયડો વધુ ને વધુ ગૂંચવાતો ગયો. કલ્યાણીને ફરી મળવા જવું કે ન જવું ? એને બિલકુલ મળ્યા વિના તો કેમ રહેવાય ? વાલીપણું હાથે કરીને વહોરી લીધું હતું એટલે એની થોડીઘણી તો સંભાળ રાખવી જ જોઈએ ને ? કલ્યાણીની વિષણ્ણ દૃષ્ટિએ સુમિત્રનું હૈયું ભેદી નાખ્યું હતું.

ઘેર પહોંચતાં જ વિશ્વનાથે નોકરીએ જવાની તૈયારી કરી. સુમિત્ર પોતાના જ વિચારોમાં ગરકાવ થઈ એક ખૂણામાં લપાઈ બેઠો. પારકી પંચાત છોડી પોતાના જ કામમાં ધ્યાન આપવા વિશ્વનાથે વિદાય થતાં પહેલાં સુમિત્રને ખૂબ ખૂબ સલાહ આપી. પરંતુ સુમિત્ર ફરી બહાર નીકળ્યો. વિશ્વનાથનાં વચનો હજી પણ એના મગજમાં ઘુમરાતાં હતાં. કોઈ પણ સ્થળે માણસોનું ટોળું વળેલું જોતો કે એ અવળો જ ફંટાતો. ભર બપોરે તે શહેરમાં રખડયો ને છેક સાંજ પડયે ઘેર પાછો ફર્યો.

: ૪ :

**આમ** થોડાક દિવસો વીતી ગયા. રોજ સવારે સુમિત્ર નોકરીની શોધમાં નીકળી પડતો. મોટે ભાગે તે સાંજે કલ્યાણીને મળવા જતો. દરેક વખતે દિલમાં તો એ સંકોચ અનુભવતો જ. એ બાળકોને લઈ કલ્યાણી હમેશાં નજીકની ગલીમાં ઘૂમતી જણાતી. સુમિત્ર નજરે પડતાં જ એનાં વિશાળ નયનો આનંદથી ચમકી ઊઠતાં. ઉલ્લાસભેર એ સુમિત્ર પાસે દોડી જતી ને પૂછતી: " કેમ, મજામાં છો ને ? "

સુમિત્રને એ પ્રશ્ને ખૂબ જ સંકોચ થતો. એનાં દર્શને એ અજાણી બાલા કેમ ખુશી થતી હશે ? એણે એનું ભલું કરવા પ્રયત્ન કર્યો હતો છતાં ખરી રીતે તો એના જીવનમાં તેણે દર્દ ને નિરાશા જ ભરી દીધાં હતાં. આવી અશક્ય આશાને એણે શા માટે ઉદ્ભવ થવા દીધી ? એની તબિયતની ખબર પૂછી એ ત્યાંથી ઝટપટ ભાગી છૂટતો. બિચારી નિર્દોષ બાલા માટે ભાવિમાં હજી કેટલુંયે દર્દ ભર્યું હશે ? છતાં ભયંકર ભાવિમાંથી એને છોડાવ્યાનો સુમિત્રને ઊંડો ઊંડો સંતોષ તો થતો જ.

સુમિત્રનું પોતાનું જીવન જ દિનપ્રતિદિન ખરાબ થતું જતું હતું. રોજ રોજ બેકારીનાં શૂલ એને વધુ ને વધુ સાલતાં હતાં. રંગુનમાં બિલકુલ તક મળશે નહિ એવું તેને લાગવા માંડ્યું.

એના યજમાન ખૂબ જ માયાળુ ને સૌજન્યમૂર્તિ હતા, છતાં સુમિત્રને ત્યાં વિચિત્ર લાગવા માંડયું. એને વીશીમાં ભાગી જવા મન થયું. પણ વીશીનું ખર્ચ એને પાલવે તેમ નહોતું. એની પાસે હવે નાણું પણ થોડાં રહ્યાં હતાં. એની ઓળખાણો પણ ગણીગાંઠી હતી. દરેકને નોકરી અપાવવા એ અવારનવાર વીનવી ચૂકયો હતો, પરંતુ પરદેશમાં નોકરી મેળવવી એ ઘણું જ મુશ્કેલ કાર્ય હતું. કોઈ ધનપતિની એ ખુશામત કરી શકયો હોત તો એને કયારનીયે નોકરી મળી ગઈ હોત. વગદાર લોકોને લાંચ આપી હોત તોપણ એને કદાચ સફળતા મળત. પરંતુ એ કલા એને આવડતી નહોતી એટલે એને નોકરી મળી નહિ. આમ પરાણે આવેલી નિરાધારતાએ રાત્રિદિવસ એને ખૂબ મૂંઝવણમાં મૂકી દીધો. એના ચિત્તની શાન્તિ અદશ્ય થઈ.

પરંતુ હજી પણ અવદશા થવાની જ હતી. વિશ્વનાથે ઑફિસમાંથી રજા લીધી. એની દીકરીના લગ્ન માટે એ દેશમાં જવાના હતા. "હવે શું કરવા ધાર્યું?" તેમણે એક વાર સુમિત્રને પૂછયું. "મને પાછા ફરતાં વિલંબ થશે."

"કોઈ વીશીમાં જઈને પડીશું, બીજું શું?" સુમિત્ર બોલ્યો.

"કેટલીકનો તો મને અનુભવ છે." વિશ્વનાથ બોલ્યા. "કોઈ સારી જગા જડી આવશે તો હું તપાસ કરીશ. તમે પણ તપાસ કરજો. મકાન ને જગા સારી હોય એ પ્રથમ જોવું. ગંદી ગલીમાં કદી જવું નહિ. ખોરાક પણ સારો જ હોવો જોઈએ. સારામાં સારી વીશીમાં પણ તમને ઘરના જેવું સુખ તો નહિ જ મળે, પરંતુ વીશીમાં ગયા વિના કાંઈ છૂટકો છે?"

સુમિત્રને સહેલાઈથી જગા મળી ગઈ, પરંતુ એ જગા બિલકુલ કઢોડી હતી. સુમિત્રને ખૂબ જ લાગી આવ્યું. મુંબઈમાં એની પાસે બે ખંડ, એક મોટર ને એક નોકર રહેતો; હવે એને અજાણ્યા સાથીદારો સાથે એક નાનકડા ખંડમાં રહેવાનું થયું. વળી એક જ

ખંડમાં બધું કામકાજ કરવાનું. એના સાથીદારોની કુટેવો સુમિત્રથી સહન થતી નહિ. એક જ માણસ બધાની રસોઈ બનાવતો ને એ કાર્યથી તે એટલો બધો થાકી જતો કે મકાન વાળીઝૂડી સાફસૂફ કરવાનું એને દિલ જ થતું નહિ, એટલે બેસવાના ખંડમાં પણ કચરો જમા થતો. સરસામાન મૂકી સુમિત્ર એક ખુરશીમાં ફસડાઈ પડ્યો. નિરાશાની ભયંકર આંધી એના દિલમાં છવાઈ ગઈ.

સાંજે ચા પી એ બહાર નીકળી પડ્યો. અજાણતાં જ એના પગ એને કલ્યાણીના નિવાસસ્થાન તરફ ખેંચી ગયા. હંમેશના રિવાજ મુજબ કલ્યાણી બાળકો લઈ શેરીમાં ઘૂમી રહી હતી. સુમિત્ર એની પાસે ગયો. એ ઘણી જ સુકાઈ ગઈ હતી. એના કરમાયલા વદનમાં એનાં વિશાળ નેત્રો ઘણાં જ આગળ તરી આવતાં, છતાં સુમિત્ર નજરે પડતાં જ એમાં નવી તેજરેખા ચમકી.

એ તબિયતની ખબર પૂછવા જતી હતી ત્યાં સુમિત્રે જ એની ખબર પૂછી: "ખાવાનું બરાબર મળે છે કે નહિ?"

"હું સુખી છું;" તે બોલી. "ખાવાની તો ખોટ જ નથી, પરંતુ મારા દિલને બિલકુલ ચેન પડતું નથી."

એનો શો જવાબ આપવો તેની સુમિત્રને ગમ પડી નહિ. થોડીક ક્ષણ એ મૂંગો રહ્યો. પછી બદલાયલા સરનામાની ખબર આપી તે વિદાય થયો. કાંઈ પણ જરૂર પડે તો તુરત એની પાસે દોડી આવવા કલ્યાણીને તે તાકીદ કરતો ગયો.

કલ્યાણીએ એની વાત પકડી લીધી. એ ત્રણ વાર એની મુલાકાત લઈ આવી. રંગૂનમાં કોઈ પારકી પીડા કરતું નથી એટલે એના એક બે સાથીદારોએ આંખમિચામણાં કર્યાં, પણ એથી વધારે કોઈએ પીડા કરી નહિ. સુમિત્રને તો એનો ખ્યાલ પણ નહોતો. ફરી જ્યારે કલ્યાણી એને મળવા આવી ત્યારે સુમિત્ર છેક ગલીના છેડા સુધી એની સાથે ગયો ને એને કાંઈ જોઈતું હતું કે કેમ તેની તપાસ કરી.

"ના, મારે કશું જ જોઈતું નથી," કલ્યાણીએ ઉત્તર દીધો. "પણ હું તમને થોડા પૈસા આપવા આવી છું."

સુમિત્ર આશ્ચર્યચકિત બની એના સામું જોઈ રહ્યો. એ શાના પૈસા લઈ આવી હતી? કલ્યાણીએ ધીમે ધીમે તેનાં નાણાં પાછા વાળવાનો નિરધાર કર્યો હતો. કલ્યાણીને માટે સુમિત્રે નાણાંભીડ શા માટે વેઠવી જોઈએ? કલ્યાણી વધારે રકમ આપત, પણ કપડાં ને વાસણો બદલ કલ્યાણીને એની માસીને પણ નાણાં આપવાનાં હતાં.

સુમિત્રે પ્રથમ તો નાણાંનો અસ્વીકાર કરવા ધાર્યું. પછી વિચાર કરતાં એણે પૈસા લેવાનું કબૂલ રાખ્યું. કોઈ પણ મનુષ્ય કરેલા ઉપકારનો બદલો વાળવા માગતું હોય તો તેને પરાણે ઉપકાર તળે દબાવી રાખવું યોગ્ય નથી. બીજે મહિને પણ એને કલ્યાણી પાસેથી થોડાં નાણાં મળ્યાં. હલકા વર્ણની આવી અભણ છોકરીમાં પણ આવી સ્વમાનની ભાવના જાગ્રત હતી એ જોઈ સુમિત્ર જરા આશ્ચર્ય પામ્યો. એવા લોકો પાસેથી નાણાં છૂટવાં ઘણાં જ મુશ્કેલ હોય છે. પરંતુ એની જાતના સ્વભાવ કરતાં કલ્યાણીમાં કાંઈક અનેરાં લક્ષણો જ સુમિત્રને નજરે પડયાં. સુમિત્રના દિલમાં કલ્યાણી માટે ઘણું જ માન વધી ગયું.

એમ ત્રણ મહિના પસાર થઈ ગયા, છતાં સુમિત્રને કોઈ પણ જાતની નોકરી મેળવવામાં સફ્લતા મળી નહિ. એના સાથીદારોએ નાના પ્રમાણમાં કોઈ ધંધો શરૂ કરવાની સલાહ આપી, પરંતુ નાના વેપારમાં પણ કાંઈક મૂડી તો જોઈએ જ ને? સુમિત્ર પાંચસો સાતસો રૂપિયા લઈને જ રંગૂન આવ્યો હતો. આજ સુધીનું જરૂરી ખર્ચ કાઢતાં હવે તેની પાસે નજીવી રકમ બાકી રહી હતી. એના વીશીના સાથીદારો વિશ્વનાથના મિત્રો જ હતા. સુમિત્ર નોકરીધંધે ન વળગે ત્યાંસુધી તેની પાસે નાણાંનો તગાદો ન કરવાની પણ વિશ્વનાથ વીશીના માલિકને ભલામણ કરતા ગયા હતા. સુમિત્રનાં નાણાં કદીયે ખોટાં થવાનાં

નહોતાં એવી તેણે ખાતરી આપી હતી.

રવિવારે સુમિત્રના સાથીદારો જરા મોડા ઊઠ્યા. ઑફિસમાં જવાનું નહિ એટલે શનિવારે રાત્રે રોજ કરતાં તેઓ ઉજાગરો પણ વધારે કરતા. નોકરો પણ રવિવારને દિવસે જરા લહેરથી કામ કરતા. સવારે ચા–નાસ્તાની પણ એમને ધમાલ રહેતી નહિ.

પરંતુ આ રવિવારે એ નિયમમાં ભંગ પડ્યો. નોકરોના ખંડમાંથી એક ભયત્રસ્તની ચીસથી આખા ઘરમાં ધમાલ મચી રહી. પુરુષોએ જાગીને જોયું તો તેમનો સામાન અદૃશ્ય થઈ ગયો હતો. પાછલી ગલીની બારી ઉઘાડી પડી હતી.

દરેકના ધ્યાનમાં ખરી પરિસ્થિતિ તુરત જ આવી ગઈ. ત્યાં મચી રહેલી ધમાલથી આડોશીપડોશી પણ એકઠા થઈ ગયા. મહોલ્લાના માણસો ઊભરાયા ને છેવટે પોલીસ પણ આવી. રિવાજ મુજબ પ્રથમ નોકરને દમદાટી ભરાવા માંડી, પરંતુ એનો દોષ બિલકુલ નહોતો એ હકીકત તુરત જ સ્પષ્ટ થઈ ગઈ. રાત્રે કામકાજથી પરવારી નિયમ મુજબ એ રસોડામાં સૂઈ ગયો હતો. વીશીમાં રહેનારાઓએ છેક મોડી રાત સુધી પોતપોતાના શયનખંડમાં ગામગપાટા માર્યા હતા ને થાકીને સૂતી વખતે પાછલી બારી વાસવાનું તેઓ ભૂલી ગયા હતા.

મકાનની પાછળની ગલીમાંથી તાળાં તૂટેલી ટ્રંકો વગેરે કેટલુંક મળી આવ્યું. થોડાંક કિંમતી વસ્ત્રો પણ ગુમ થયાં હતાં. સુમિત્રની ટ્રંકમાંથી નાણાં અલોપ થયાં હતાં. બીજા સાથીદારો તો રંગૂનથી માહિતગાર હતા એટલે એક પાઈ પણ પાસે રહેવા દેતા નહિ. આથી સુમિત્રના પ્રમાણમાં તેમને ઘણું જ ઓછું સહન કરવું પડ્યું. સાચવવા રાખેલા તમામ નાણાં જતી વખતે વિશ્વનાથે સુમિત્રને સોંપ્યાં હતાં એટલે તેણે તો પોતાનું સર્વસ્વ ગુમાવ્યું.

આમ સુમિત્રને ચેન હતું જ નહિ. હવે તો તે છેક જ નિરાશ બની ગયો. શું કરવું તેની એને જરાપણ ગમ પડી નહિ. ઉલ્લાસનું

નામનિશાન ફીટી ગયું. ચોવીસ કલાક એ કશાને અડકયો નહિ. બીજાને તો ઝાઝો આઘાત લાગ્યો નહોતો. એ લોકો તો રોજ પ્રમાણે ખાતાપીતા ને લહેર ઉડાવતા. જગતમાં ચોરનું અસ્તિત્વ હોય તેથી દેહદમન કર્યે શો લાભ ?

સુમિત્રની સ્થિતિ એક ભિખારીથી પણ વધારે કફોડી બની ગઈ. અત્યાર સુધી એ બેકાર હતો છતાં એની પાસે પૈસા હતા, પણ હવે તો પૈસા પણ ગયા. એક રીતે ભિખારીઓ પણ સુમિત્ર કરતાં સારા ગણાય. એ લોકો ભીખ માગી શકે, પણ સુમિત્ર તો એમ પણ કરી શકે તેમ નહોતો. ભૂખે મરી જવાનો વખત આવે તોપણ એ કોઈ પાસે કશું માગી શકે તેમ નહોતો. ઘેર પણ એવું કોઈ સગું નહોતું જે એને નાણાં મોકલે.

હવે તેને વીશીમાં પણ કંટાળો આવ્યો. સાંજે તે બહાર નીકળ્યો. કાંઈ પણ હેતુ સિવાય છેક અંધારું થતાં સુધી આમ તેમ ભટકયો. વીશીનો વિચાર જ એના દિલને ત્રાસ આપતો. ત્યાં જવાની વાત જ એને અકારી લાગતી. એ કલ્યાણીના મકાન તરફ ગયો. એ પણ એના જેવી જ કમનસીબ હતી ને ?

કલ્યાણી ગલીમાં નહોતી. અંધારું થઈ ગયું હતું એટલે તે મકાનમાં પાછી વળી હતી. સુમિત્ર તે ઘરમાં ગયો. કલ્યાણીના શેઠ ઘરમાં નહોતા. સુમિત્રે કલ્યાણીને મળવા માગ્યું. એક નાનો બાળક અંદર ગયો. તેની સાથે કલ્યાણી બહાર આવી. "કેમ ? ઠીક છે ને ?" એને જોતાં જ કલ્યાણીએ પ્રશ્ન કર્યો.

સુમિત્રે વગર પૂછયે જ બધી હકીકત કહી. કલ્યાણી એને મદદ કરી શકે તેમ નહોતી એટલે એને કહેવાનો પણ કાંઈ અર્થ નહોતો, છતાં એના દર્દમાં કોઈ ભાગ લે એવી સુમિત્રની ઇચ્છા હતી. આ અજાણી ભૂમિમાં એનું કોઈ સગુંવહાલું નહોતું. એનું દિલ એ કોની આગળ ખોલે ? કલ્યાણી એના પ્રત્યે સહાનુભૂતિ દાખવશે એવી

સુમિત્રને કોઈ અગમ્ય પ્રેરણા થઈ.

"હવે તમે શું કરશો ?" થોડી વાર મૌન રહી કલ્યાણીએ પૂછ્યું.

શું કરવું તેની સુમિત્રને પોતાને ગમ નહોતી. કલ્યાણીને એ શું કહે ? વળી આમ દાદર પર પણ તે ક્યાં સુધી ઊભો રહે ? થોડીવારમાં જ એને વિદાય લેવી પડી.

બીજા દિવસથી જ એના સાથીદારોના વર્તનમાં સુમિત્રને ફરક જણાયો. વીશીમાં આવ્યા એને ત્રણેક મહિના થયા હતા. એણે થોડાં ઘણાં નાણાં આપ્યાં પણ હતાં, છતાં અત્યાર સુધી સૌ એના પ્રત્યે માનની નજરે જોતા. એની પાસે પૈસા હતા એટલે ગમે ત્યારે એ હિસાબ ચૂકવી શકે તેવી સ્થિતિમાં હતો એવી તેમને શ્રદ્ધા હતી, પરંતુ હવે પરિસ્થિતિ પલટાઈ ગઈ. વસુ વિના નર પશુ. પોતાના કુટુંબમાં પણ બરાબર ગણના ન થાય તો આ અજાણી ભૂમિમાં સુમિત્રને કોઈ દાદ ન દે તેમાં કાંઈ જ નવાઈ નહોતી. અપમાન, ધિક્કાર વગેરે અનેક આઘાતો એક પછી એક પ્રત્યક્ષ થવા લાગ્યા. એની ચામાં કોઈ વાર દૂધ રહી જતું તો કોઈ વાર ખાંડ રહી જતી. બીજા ખોરાકમાં પણ એવો જ ફરક નજરે ચડતો. નોકર પણ એના પ્રત્યે બેપરવા રહેતો; એની પથારી કરતો નહિ કે કપડાં ધોતો નહિ.

સુમિત્રનું દદ વધતું જ ચાલ્યું. એને ગુલામી સાલવા લાગી. ત્રાસના સ્તંભ પર કોઈ બલિદાન બંધાયું હોય એવી તેની સ્થિતિ થઈ પડી. એ વિચાર કર્યા જ કરતો, પરંતુ તેને કાંઈ સૂઝ પડી નહિ. મગજ ખસી જશે એવી તેને ધાસ્તી લાગી.

સાંજે દરેકને ચા-નાસ્તો મળતો, પણ હવે સુમિત્રને એકલી ઠંડી ચા જ મળવા લાગી ને તે પણ દૂધ વિનાની. એવી ચા તે ગળે ઉતારી શક્યો નહિ. પહેલા જ ઘૂંટડા પછી તેણે પ્યાલો હડસેલી મૂક્યો. નોકર આવી એ પ્યાલો ઉપાડી ગયો. બાજુના ખંડમાંથી મેનેજરનો

બડબડાટ સંભળાયો: “ વગર પૈસે પડી રહેનારે માલસામાન બગાડવો તો ન જ જોઈએ.”

એ પછી કાંઈ પણ ખાવાનું સુમિત્ર માટે અશક્ય બની ગયું. પોતે જમવાનો નથી એવી તેણે નોકરને ખબર આપી દીધી. સવારે પણ એણે નાસ્તો લીધો નહોતો, છતાં એમ કર્યા સિવાય એને છૂટકો નહોતો.

રિક્ષા માટે પણ હવે તેની પાસે નાણાં નહોતાં તેથી તે ધ્યેય વિના શેરીઓમાં રખડવા લાગ્યો. છેવટે તે એટલો બધો થાકી ગયો કે બેસી જવા માટે તેણે કોઈ ખૂણો શોધવા માંડયો. એવામાં કલ્યાણી રહેતી હતી એ મકાન તેની નજરે પડયું. હમેશ મુજબ એ ત્યાં ફરતી હતી. સુમિત્રને જોતાં જ તે ત્યાં દોડી આવી. એની દેખીતી બેચેનીનું કારણ પૂછયું. એ માંદો હતો ?

પોતે માંદો નહોતો એમ સુમિત્રે કહ્યું, પણ કલ્યાણીએ તે માન્યું નહિ. સુમિત્રના નિરાશ ને વિષણ્ણ વદન પરથી એની વાત માનવી સંભવિત નહોતી. “ બહાર નીકળ્યા પહેલાં નાસ્તો પણ કર્યો છે કે નહિ ? ” તેણે પૂછયું.

આ વેળા સુમિત્રે સાચી બીના છુપાવી નહિ. ભૂખ ને થાકથી બેસી પડાય એવું તેને થતું હતું. કલ્યાણી બધી જ પરિસ્થિતિ સમજી ગઈ. “ મારી સાથે ચાલો. ” તે બોલી.

પરંતુ સુમિત્રને સંકોચ થયો. કલ્યાણીનાં શેઠશેઠાણીને તે પિછાનતો નહોતો. આયાના ઓળખીતા તરીકે અંદર જઈ તેમના દીવાનખાનામાં બેસવું પણ કેવળ અજુગતું જ લાગે. હાથમાંના બાલક સિવાય બધાંય સિનેમામાં ગયાં હતાં એમ કલ્યાણીએ જણાવ્યું. તેઓ રાત્રે મોડાં પાછાં ફરનાર હતાં; ઘરમાં ફક્ત એક નોકર જ હતો.

સુમિત્રથી ઝાઝી વાર ઊભા રહી શકાય તેમ નહોતું એટલે

કલ્યાણીની વાત માની એ તેની પાછળ દીવાનખાનામાં ગયો. કલ્યાણી બાલકને તેની પાસે મૂકી રસોડામાં ગઈ. સુમિત્રમાં બાલકને રમાડવાની પણ શક્તિ નહોતી એટલે બાલક એકલું પડી રહ્યું.

થોડી વારે કલ્યાણી પાછી આવી, અને નાસ્તાની રકાબી સુમિત્ર સામે મૂકતાં કહ્યું: "ખાઓ!"

સુમિત્રને ખૂબ ભૂખ લાગી હતી, છતાં કલ્યાણી ખાવાનું કયાંથી લઈ આવી તે જાણ્યા વિના તે નાસ્તાને આંગળી પણ અરકાડે તેમ નહોતો. નાસ્તો પોતે ખરીદી લાવી હતી એમ કલ્યાણીએ ખાતરી આપી. એનાં શેઠશેઠાણીને નાસ્તા સાથે કાંઈ જ લેવાદેવા નહોતી એમ વિશ્વાસ પડયા પછી જ સુમિત્રે તેને ન્યાય આપ્યો.

પેટ ભરાયા પછી સુમિત્રે કલ્યાણી જોડે થોડીક વાતચીત કરી. કલ્યાણીએ તેને બીજે દિવસે પણ આવવા કહ્યું: પોતે એને માટે ખાવાનું તૈયાર રાખશે. સુમિત્રને આ આમંત્રણ વસમું લાગ્યું. એનાં શેઠ-શેઠાણી વાંધો લે તો? દરરોજ આમ ખાવા અવાય કે? પરંતુ કલ્યાણીએ ખૂબ જ આગ્રહ કર્યો. કલ્યાણી પૈસા આપે પછી તેમને શો વાંધો હોય? વળી એ લોકો બહુ સારાં માણસ હતાં. જરા જરામાં તે કદી છેડાતાં નહિ. જીવવા માટે સુમિત્રને ખાધા સિવાય છૂટકો નહોતો. વીશીમાં ખાવું હવે તેને ઝેર જેવું લાગતું હતું. તેથી કલ્યાણીનું આમંત્રણ સ્વીકાર્યા વિના તેને છૂટકો થયો નહિ. કલ્યાણી પ્યાલો લઈ રસોડામાં ગઈ. બાજુના ખંડમાંથી કલ્યાણી સુમિત્ર તરફ જરા જોઈ રહી. તે કોઈ ભેદ ઉકેલવા મથતી હતી પરંતુ એને તેમ કરતાં આવડતું નહોતું. એ સુમિત્રને કશું જ પૂછી શકી નહિ.

સુમિત્ર વીશીમાં પાછો ફર્યો. કલ્યાણીનું આમંત્રણ પાછું ન ઠેલવામાં એણે ડહાપણ જ કર્યું હતું તેની સુમિત્રને ખાતરી થઈ. વીશીમાં પગ મૂકયો કે નોકરે તેના હાથમાં નોટિસ મૂકી. એક અઠવાડિયામાં

તેણે બીજે જગા શોધી લેવી એવી તેમાં તાકીદ કરવામાં આવી હતી. સાથે સો રૂપિયાનું બિલ હતું. બિલ ચૂકવી આપે તો તેને વધારે રહેવાની છૂટ મળે. જો બિલ ચૂકતે ન કરી શકે તો એનો સામાન કબજે કરી એને વિદાય દેવામાં આવે.

સુમિત્રે ખાવાની તો ક્યારનીયે ના પાડી દીધી હતી, પરંતુ આ નોટિસ પછી તો હવે એને ત્યાં રહેવું પણ મુસ્કેલ થઈ પડ્યું. તે તુરત જ બહાર નીકળી પડ્યો. આખી રાત તે રખડ્યો ને છેવટે બાગમાં જ સૂઈ રહ્યો.

સવારે ફક્ત નહાવા ને કપડાં બદલવા તે પાછો ફર્યો. એના સાથીદારો ચા–પાણીથી પરવારી પેપર વાંચવામાં પડ્યા હતા. નોકર કદાચ બજારમાં ગયો હશે. તે સુમિત્રની નજરે પડ્યો નહિ. કોઈએ એનો ચાનો ભાવ પણ પૂછ્યો નહિ. ભાવ પૂછ્યો હોત તોપણ સુમિત્રે ઇન્કાર જ કર્યો હોત. મેનેજર નાણાંનો તગાદો કરવા આવ્યો: “ જરા વધારે પ્રયત્ન કરી બંદોબસ્ત કરી દેજો. તમારે ને મારે કોર્ટે ચડવું પડે એ ઠીક નહિ.”

ઘડીભર એ દિંગ્મૂઢ બની ગયો. કપડાં બદલી તે બહાર નીકળી પડ્યો. થોડી વારે એ કલ્યાણીના મકાને પહોંચ્યો. એના વદન તરફ નજર પડતાં જ કલ્યાણી ખાવાનું લેવા દોડી. એ ખાઈ રહ્યો ત્યાંસુધી તેની પાસેથી તે ખસી નહિ.

“ તમારી પાસે પૈસા છે ?” તેણે પૂછ્યું. સુમિત્રે ના પાડી. રંગૂનમાં એ છેક જ અજાણ્યો હતો. એને કોણ પૈસા ધીરે ?

“ ઘેર કેમ લખતા નથી ?” કલ્યાણીએ પૂછ્યું.

“ ઘેર પણ પૈસા મોકલનાર કોઈ નથી.” સુમિત્રે ઉત્તર દીધો.

હવે કલ્યાણી ગંભીર બની. “ હવે એને વીશીમાં ખાવા પણ નહિ મળે ! વીશીવાળો એને કાઢી મૂકશે !” તે વિચારી રહી.

સુમિત્રને સાચું કહ્યા વિના છૂટકો નહોતો. કમનસીબ

છુપાવવાથી શો લાભ ? કલ્યાણી કંઈ જ બોલી નહિ. ચીકાશભર્યા મૌનમાં થોડો સમય ગાળી સુમિત્ર પણ ઊઠયો. વધારે રોકાય તો વળી કલ્યાણી પર કાંઈ પીડા આવી પડે. એનાં શેઠશેઠાણી ગમે તેવાં સારાં હોય પણ આખરે માણસ જ ને !

કલ્યાણી છેક દાદર સુધી વળાવવા ગઈ: "મૂંઝાશો નહિ. તમે અનાથની વહારે ધાયા હતા, તે પ્રભુ તમારી વહારે જરૂર ધાશે." અને ભારે દિલથી મસ્તક નમાવી તે પાછી વળી.

પ્રભુની દયામાં હવે સુમિત્રને ઝાઝી શ્રદ્ધા રહી નહોતી. એણે કડવાશભર્યું સ્મિત કર્યું ને પોતાની અનંત રખડપટ્ટી શરૂ કરી. રાત્રે ખૂબ મોડો તે વીશીમાં પાછો ફર્યો ને પથારીમાં જરા આડો થયો.

તે આગળના ખંડમાં જ પડયો હતો. વહેલા પ્રભાતે બારણે ટકોરો થતાં જ તે જાગી ગયો. કોઈ ધીમેથી દ્વાર ખખડાવતું હતું. તેણે ઊભા થઈ બારણું ઉઘાડયું. કલ્યાણી ત્યાં ઊભી હતી. બારણું બંધ કરી તે દાદર તરફ દોડયો.

આતુરતાથી તે કલ્યાણી સામે જોઈ રહ્યો. એણે એક થોકડો તેના હાથમાં મૂકયો: "લો, તમારા દેશમાં પાછા ફરો. એક ક્ષણ પણ રોકાશો નહિ."

સુમિત્ર આભો બની તેના સામું જોઈ જ રહ્યો. એ ગરીબ છોકરી આટલાં બધાં નાણાં કયાંથી લઈ આવી હશે ? તેણે નાણાં ગણી જોયાં. દોઢસો રૂપિયા આટલી વારમાં આવ્યા કયાંથી ?

"તું આ પૈસા કયાંથી લાવી ?" તેણે કલ્યાણીને પ્રશ્ન કર્યો.

કલ્યાણી ખુલાસો કરવા ખુશી નહોતી. તેણે મૌન ધારણ કર્યું, પણ સુમિત્રે તેને આગ્રહ કર્યો. પેલા મદ્રાસીને કલ્યાણીએ ફરીથી પોતાની જાત વેચી હતી. કાલથી તે એને ત્યાં જવાની હતી.

સુમિત્રનાં નયનમાંથી શ્રાવણ-ભાદરવો વરસી રહ્યા. એણે પૈસા

પાછા આપવા માંડ્યા. "હું આ નાણાં નહિ લઉં." તે બોલ્યો.

પરંતુ કલ્યાણીએ તો ક્યારનુંયે દાદર નીચે ઊતરવા માંડ્યું હતું. "પ્રભુ મારી રક્ષા કરશે," તે બોલી. "તમે મારી જરાય ચિંતા કરશો નહિ."

સુમિત્ર નીચે ઊતરે તે પહેલા તો કલ્યાણી અલોપ થઈ ગઈ. સુમિત્ર સ્તબ્ધ બની ત્યાં જડાઈ જ ગયો. પછી તે નીચે દોડ્યો. ચોમેર નજર કરી. રસ્તા પર કોઈ નહોતું. કલ્યાણી અદશ્ય થઈ ગઈ હતી.

## : ૫ :

**વીશીના** માણસો જરા મોડા ઊઠ્યા. દૂધવાળો પણ મોડો હતો. ચા તૈયાર થયા વિના ઊઠવાની કોઈને ઇચ્છા જ થતી નહોતી. દૂધવાળાનો અવાજ સંભળાયો ત્યાંસુધી તેઓ પથારીમાં જ પડી રહ્યા ને તેનો સાદ સંભળાયા પછી જ ઊઠ્યા.

એટલે સુમિત્ર પોતાના ખંડમાં બાઘા જેવો બની એક કલાક સુધી બેસી રહ્યો. કલ્યાણી પાસેથી આ લોહીનાં નાણાં એણે લેવા જોઈતાં નહોતાં. એને આમ ભાગી જવા દેવી નહોતી. આ બે વિચારો એના મગજમાં ઘૂમી રહ્યા. આવાં નાણાં પર જીવવા જેવો એ નાલાયક બની ગયો હતો ? એ પુરુષ જન્મ્યો જ શું કરવા ? પોતાના પોષણ માટે એને ફરીથી વેચવાની હોત તો એણે એ ગરીબ કન્યાને બચાવવાનો ઢોંગ કર્યો જ શું કરવા ? એની વાત સાંભળી લોકો એને ફિટકાર નહિ આપે ?

પરંતુ એ વાત જુદી હતી. એને પોતાના કલંકની કાંઈ પડી નહોતી. પરંતુ કલ્યાણીનું આ બલિદાન એના દિલને શલ્ય સમું ખૂંપી ગયું. બીજી તમામ બીના એ વિસરી ગયો. એની દૃષ્ટિ એને યાદ આવી. એનાં વિશાળ નયનોમાં દર્દ હતું, છતાં કૃતજ્ઞતા સ્પષ્ટ અંકાઈ રહેતી. એ નજર સુમિત્રમાં સંપૂર્ણ વિશ્વાસ દાખવતી. એ નજરે પડતો કે એની દેહલતા ઉલ્લાસથી થનગની રહેતી. આવા સ્નેહ ને વિશ્વાસનો કેટલો કઠોર બદલો ?

દિલમાં ખૂબ જ અકળામણ થવાથી સુમિત્રને ચેન પડ્યું નહિ. તે ખંડ બહાર નીકળી પડ્યો. શેરીનો વ્યવહાર ચાલુ થઈ ગયો હતો. રિક્ષાવાળાઓ આમતેમ ઘૂમી રહ્યા હતા. રાજમાર્ગની બન્ને બાજુની દુકાનો હવે ઊઘડવા માંડી હતી. એ ક્યાં જાય? એને કલ્યાણીની ભાળ ક્યાં લાગે? નસીબની કોઈ વિચિત્ર કેડીથી એ છોકરી અજાણ્યે માર્ગે એના જીવનમાં ઊતરી આવી હતી. નસીબનો બીજો પલટો આવ્યો ને તે ભેદભરી રીતે અદૃશ્ય થઈ ગઈ. એનું ગમન સામાન્ય હોત તો એને ઝાઝું ન લાગત, પરંતુ એની આ સ્મૃતિ તો કાતિલ બ્રા સમી સાલી રહી. એના ખિસ્સામાં પડેલું નોટોનું પાકીટ એને વિષધરના દંશ દઈ રહ્યું. એ નાણાંનું એ શું કરશે? એ નાણાં નાખી તો દેવાય જ નહિ. નિર્દોષ યુવાન જીવનની એ મોં–માગી કિંમત હતી. પોતાને માટે સુમિત્ર એ ખર્ચી શકે તેમ પણ નહોતો. એમ કરે તો એની કેવલ હીનતા જ લેખાય. એનું જીવન અસહ્ય બની જાય.

થોડીક વાર આમતેમ ઘૂમી છેવટે જે સજ્જનને ત્યાં કલ્યાણી આયા તરીકે કામ કરતી હતી તેના મકાન પર સુમિત્ર ગયો. કુટુંબનો મોટો છોકરો બહારથી આવતો જણાયો.

"તમારી આયા અંદર છે!" સુમિત્રે એને પૂછ્યું.

"કઈ આયા?" તે છોકરાએ પ્રશ્ન કર્યો. "કલ્યાણી?"

છોકરાના બોલવા પરથી જ સુમિત્રને આશા રહી નહિ: "હા, કલ્યાણી."

"એ તો ગઈ કાલે જ પોતાનાં લૂગડાં લઈ ચાલી ગઈ છે." છોકરાએ ખુલાસો કર્યો. "એણે અમારી નોકરી છોડી દીધી છે."

"એ ક્યાં ગઈ છે તે જાણો છો?" ઘેરાયેલા વદને સુમિત્રે પ્રશ્ન કર્યો.

"ના ભાઈ, કહો તો બાને પૂછું."

"પૂછોને જરા!" સુમિત્રે વિનવણી કરી.

એ છોકરો અંદર જઈ એકદમ બહાર આવ્યો. "એ ક્યાં ગઇ છે તે બા પણ નથી જાણતાં. અગાઉથી ખબર આપ્યા વિના એ ચાલી ગઈ છે એટલે બાએ એને મહિનાનો ચઢેલો પગાર પણ નથી આપ્યો. જો એ પાછી આવશે તો બા તમને ખબર આપશે."

પગાર માટે કલ્યાણી પાછી આવશે એવી સુમિત્રને આશ હતી જ નહિ. હવે એને નાણાંની જરૂર નહોતી. ઋણ અદા કરવા એણે પોતાની જાતનું બલિદાન આપ્યું હતું. આ જીવનમાં કદાચ હવે એને નાણાંની બિલકુલ જરૂર નહિ પડે.

છતાં આશાનિરાશામાં ઝોલાં ખાતાં એણે કાલાબસ્તીનો માર્ગ લીધો. એ ખૂબ થાકી ગયો એટલે એણે રિક્ષા બોલાવી. કલ્યાણીની માસી રહેતી હતી એ ગલી શોધી કાઢતાં એને એક કલાક થયો.

પ્રભાતના પ્રકાશમાં એ ગલી ખૂબ જ ગંદી ને કદરૂપી લાગતી હતી. પહેલી વાર અહીં આવ્યો ત્યારે સુમિત્રને આટલી ઘૃણા છૂટી નહોતી. સંધ્યાના છાંયડાએ એની કુરૂપતા ઢાંકી રાખી હતી, પરંતુ આજે તો એમાં પગ મૂકવાનો વિચાર જ એને માટે અસહ્ય થઈ પડ્યો. પરંતુ એ એવા વિચારો માટે આવ્યો નહોતો. એટલે રિક્ષાવાળાને ગલીને નાકે વાટ જોવાનું કહી તે અંદર ચાલ્યો. એ કલ્યાણીની વૃદ્ધ માસીને શોધતો હતો, પણ એ વૃદ્ધાએ જ એને પ્રથમ શોધી કાઢ્યો. એના હાડપિંજર સમોવડા હાથ હલાવી અજાણી ભાષામાં એણે કાંઈ બાફવા માંડ્યું. સુમિત્ર એક શબ્દ પણ સમજી શક્યો નહિ. એના સ્વર ને વલણ ઉપરથી એ એટલું તો સમજી શક્યો કે એ તેને આભાર માનતી નહોતી. એણે કલ્યાણીની ભાળ જાણવા માગી, પરંતુ એ વૃદ્ધા તો એનું સાંભળવા જ માગતી નહોતી. ખૂબ જ નિષ્ફળ પ્રયત્નો પછી સુમિત્રને એ માથાકૂટ છોડી દેવી પડી. વૃદ્ધા તો અગાઉની પેઠે રાડો નાખતી જ રહી.

સદ્ભાગ્યે એ પળે એ વૃદ્ધાનો ધણી ત્યાં આવી ચડ્યો. એના

પત્નીની તીણી ચીસોએ એને ત્યાં આકર્ષ્યો હતો. એ થોડુંક હિંદી સમજી શકતો હતો. એની પત્નીની વાતની એણે સુમિત્રને સમજ પાડી. કલ્યાણી ક્યાં હતી તેની તેમને ખબર નહોતી. સુમિત્રે એને ફરી પેલા મદ્રાસીને વેચી દીધી હતી એવી વાત આવી હતી. પહેલેથી આવી ખબર હોત તો તે પોતાની છોકરી સુમિત્રને સોંપત જ નહિ એમ તે વૃદ્ધા કહી રહી હતી. ગઈ કાલે જ એક માણસ કલ્યાણીના ત્રણસો રૂપિયા આપવા તૈયાર થયો હતો. બીજા પણ ઘણા ઘરાકો હતા. મૂર્ખની પેઠે દોઢસો રૂપિયામાં સુમિત્રે કલ્યાણીને શા માટે ફેંકી દીધી? એવી શી ઉતાવળ હતી? એ લોકોને પૂછવું તો હતું. હવે એ છોકરી તેમની સત્તાની બહાર હતી. હવે એનો પત્તો ખાય તેમ પણ નહોતું. એ જાડો મદ્રાસી રંગૂનનો રહેવાસી નહોતો. એ વસઈનો હતો. કદાચ વસઈ જવા એ ઊપડી પણ ગયો હોય. એ માણસ સારો નહોતો. એ કલ્યાણી પાસે એક ગુલામ પેઠે કામ કરાવશે ને મારશે પણ ખરો.

સુમિત્રને એ ડોસીનો ટોટો પીસવાનું મન થયું. એને પોતાને ગળે ફાંસો નંખાતો હોય એમ લાગ્યું. કલ્યાણી ફરી મળશે જ નહિ? થોડીક ક્ષણોની બેદરકારીનું કેવું ગંભીર પરિણામ? ભાવિમાં શું લખ્યું હશે તેની પણ બિચારીને કલ્પના નહિ હોય. હજી તો એ બાળક હતી. એને દુનિયાનું ભાન નહોતું. એને અનુભવ નહોતો.

પરંતુ કલ્યાણીના નિવાસની તેમને બિલકુલ જ માહિતી નહોતી, એવું સુમિત્રને તેમના વલણ પરથી લાગ્યું નહિ. એ લોહીના વેપારમાં તેમને ભાગ મળ્યો નહોતો તેથી બન્ને જણ ખૂબ જ ઉશ્કેરાયાં હતાં. એને માટે બધો દોષ તેઓ સુમિત્રને માથે જ ઢોળતાં હતાં એટલે કોઈ તેને મદદ કરવા તૈયાર નહોતું. છતાં સાચવીને પ્રશ્નો પૂછી બને તેટલું જાણી લેવા સુમિત્રે પ્રયાસ કર્યો. એ વૃદ્ધ દંપતીમાં શિયાળથી પણ વધારે લુચ્ચાઈ ભરી હતી. એટલે સુમિત્રને પ્રયાસ છોડી દેવો પડ્યો. તે રિક્ષા તરફ વળ્યો અને બિલકુલ અનિચ્છાએ એને

વીશીમાં પાછા વળતું પડ્યું. બધાય પ્રાતઃકર્મથી પરવારી ચાની વાટ જોઈ રહ્યા હતા.

"તમને કોઈએ ચા પીવા બોલાવ્યા હતા? આટલી વહેલી સવારે?" એક જણે જરા રમૂજ કરવા પૂછ્યું.

આવી કઠોરતાથી એના પડોશીને ખરાબ લાગ્યું. "તમે વખતસર આવ્યા છો." તેણે સુમિત્રને કહ્યું. "તમારી ચા કાઢું?"

"મહેરબાની!" સુમિત્ર બોલ્યો ને મોં ધોવા અંદર ગયો.

"બહુ ઉદારતા વરસી જતી હશે!" મેનેજરે અકળાઈને કહ્યું. "એની ચાનાં દામ કોણ આપશે?"

"તમે એટલા ચાના પ્યાલા માટે દેવાળું કાઢશો તો હું તેનાં નાણાં ચૂકવીશ." સુમિત્રને આમંત્રણ આપનાર સજ્જનથી ન રહેવાયું.

સુમિત્રે સ્નાનાગારમાંથી બહાર આવતાં બધું જ સાંભળ્યું. "એવી તસ્દી લેવાની બિલકુલ જરૂર નથી." તે બોલ્યો. "મારું બિલ હું જ ચૂકવીશ."

મેનેજર કાંઈક કહેવા જતો હતો પણ થંભી ગયો. એનાં બિલ ચૂકવાય તો એને બીજો કશો જ વાંધો નહોતો. સુમિત્ર ક્યાંથી ને કેવી રીતે નાણાં લાવે છે એ જાણવાની તેને જરૂર નહોતી.

સુમિત્રે શાંતિથી બેસી નિરાંતે ચા પીધી. જે જે એની સામે મૂકવામાં આવ્યું તે બધુંયે એણે ખાધું. પછી તે ઊભો થયો. "હું જવાની તૈયારી કરું છું." તે બોલ્યો. "તમારો હિસાબ કરી નાખો."

"આજે જ જવું છે?" બધા એકી અવાજે બોલી ઊઠ્યા.

"હા," સુમિત્રે ઉત્તર દીધો. "હું હમણાં ઊપડું તો જ મને ગાડી મળે." અને તે પોતાના ખંડમાં જઈ તૈયારી કરવા લાગ્યો. નોકરે અંદર આવી એનો ગંદો બિસ્ત્રો વાળી આપવામાં મદદ કરી.

મેનેજર બિલ લઈ આવ્યો. સુમિત્રે ખિસ્સામાંથી પૈસા કાઢી એનું બિલ ચૂકતે કર્યું. નોકર ને મહારાજને સલામી આપી. પછી ભાડાની ગાડી બોલાવી તે વિદાય થયો.

"કેવો વિચિત્ર માણસ!" મેનેજર બોલ્યો. "એ ક્યાંથી આવ્યો ને ક્યાં ગયો એની કોઈને ખબર પણ ન પડી."

ગાડી રંગૂનના રાજમાર્ગ પર દોડી રહી. સુમિત્રને પેલાં નાણાં ખર્ચવાં જ પડયાં, પરંતુ એમાં એનો ઉપાય નહોતો. એ નાણાં સ્વીકારવાનું પાપ ધોવા માટે જ એ નાણાં ખર્ચ્યાં વિના એને છૂટકો નહોતો. એ પ્રદેશ જ એને અસહ્ય બની ગયો હતો. કશામાં એને સફલતા નહિ મળે એવી તેને ખાતરી થઈ ગઈ હતી. સ્વદેશમાં એને નોકરી નહિ મળે? એનું શરીર સશક્ત હતું. એણે સારી કેળવણી લીધી હતી. એ કંઈ પણ કરી શકે. એના પિતા એક પાઈ પણ લીધા વિના મુંબઈ આવ્યા હતા. પોતાના જ બાહુબળથી એ કરોડાધિપતિ થયા હતા. એ પૈસા એ સાચવી શકયા નહોતા એ વાત સાચી, છતાં માણસ ધારે તો આપબળથી કરોડપતિ બની શકે છે એવી વાત તો એમણે સિદ્ધ કરી બતાવી હતી. એનો પુત્ર પણ એવી રીતે કેમ સફળ ન થાય? એણે સફલ થવું જ જોઈએ. પોતાનું ઋણ ચૂકવ્યા સિવાય એ શાંતિથી રહી શકે જ નહિ. એણે કલ્યાણીનો પણ પુનરોદ્ધાર કરવો જ જોઈએ. એ થોડા પૈસા વેરી શકે તો કાલાબસ્તીનાં પેલાં વૃદ્ધ દંપતી એની વહારે ધાયા વિના રહે જ નહિ.

બંદર પર એક મોટું ટોળું ભેગું થયું હતું. ઇંગ્લિશ મેલ-બોટમાં ઘણા ઉતારુઓ પ્રવાસ કરવાનું પસંદ કરતા. સુમિત્રને ટિકિટ મેળવતાં ખૂબ જ મુશ્કેલી નડી. તૂતકે પહોંચતાં પણ એને કેટલાય ધક્કા ખાવા પડયા. એને ખૂબ જ ગુંગળામણ થઈ. મજૂરની મદદથી તૂતકના એક ખૂણામાં એણે જગા શોધી કાઢી ને ત્યાં બિછાનું બિછાવ્યું. પછી જ એણે છુટકારાનો દમ ખેંચ્યો. એ દિવસ

સુધી તો હવે એને શાંતિ હતી. એને પોતાની જગાએથી ખસવાની પણ જરૂર નહોતી. એને ખાવાની ઇચ્છા ન હોય તો તેની પણ કોઈ પીડા કરે તેમ નહોતું. કોઈ એની કાર્યવહીમાં વિઘ્ન નાખનાર પણ નહોતું. આ બે દિવસ એ વિચારમાં જ ગાળવાનો હતો. અંતિમ વિનાશથી એની જાતને, એની જીવનનૌકાને બચાવવાનો કોઈ પણ ઉપાય શોધી કાઢવા એ પ્રયત્ન કરવાનો હતો.

હવે મુંબઈમાં એને કોઈ સગાંવહાલાં નહોતાં. એની બહેન સરોજ સ્વિટ્ઝરલૅન્ડ ગઈ હતી. ગંભીર માંદગીના બિછાને પડી હતી. એ જીવતી હતી કે દેવલોક પામી હતી એની પણ સુમિત્રને ખબર નહોતી. પરંતુ એના મિત્રો ને દૂરનાં સગાંની મુંબઈમાં ખોટ નહોતી. એમાંનું કોઈ તેને મદદ નહિ કરે? આખી માનવજાત ક્રૂર ને કૃતઘ્ન હોઈ શકે? એનાં પિતા, ભાઈ તથા બહેનને એકી સાથે મૃત્યુએ ઝડપી લીધાં ત્યારે સુમિત્ર આઘાતથી એવો ડઘાઈ ગયો હતો કે કોઈ પાસે એ કાંઈ લેવા જઈ શક્યો નહોતો. આપમેળે સહાનુભૂતિ દાખવવા આવનારને પણ એને મળ્યા વિના જ પાછા ફરવું પડ્યું હતું. સરોજ ને અનિલ એને પરાણે ઘસડી ગયાં ન હોત તો એ એકલવાયા ઘરમાં ભૂખ્યો મરી જાત. પરંતુ આ સંતાપનો વૈભવ હવે એણે ત્યજી દેવો જોઈએ. મદદ માટે એણે બારણેબારણે ઘૂમી વળવું જોઈએ. અસ્તિત્વના સંગ્રામમાં એણે ઝઝૂમવું જોઈએ. વિજય મેળવ્યે જ છૂટકો. જગતના વિરાટ વંટોળમાં એનું સ્થાન નિશ્ચિત બની જવું જોઈએ. એણે શ્રીમંત બનવું જ જોઈએ. એણે એટલા બધા શ્રીમંત થવું જોઈએ કે દરેક વાત એ સંભવિત બનાવી શકે. ત્યાર પછી જ એ બ્રહ્મદેશમાં ફરી પગ મૂકશે. એણે કરેલા એકેએક પાપનું ત્યારે એ પ્રાયશ્ચિત્ત કરશે. સંપૂર્ણ પ્રાયશ્ચિત્ત પછી જ એના દિલને નિરાંત વળશે. પરંતુ ત્યારે બહુ મોડું થઈ ગયું નહિ હોય? એ મોડો નહિ પડે? કલ્યાણી એવી વાટ જોઈ શકશે?

ફરી બચાવ કરવા સુમિત્ર દોડી આવી શકે ત્યાર પહેલાં તો

કમનસીબીના કેટલાય ઊંડાણમાં એ બિચારી સરી પડી હશે. આપમેળે સ્વીકારી લીધેલી ભયંકર જિંદગીએ એને માટે કશી જ આશા રહેવા દીધી નહિ હોય.

એણે મજૂરને મજૂરી આપી વિદાય કર્યો. ચોમેરનો કોલાહલ બધાંને બહેરાં બનાવી દેવા પૂરતો હતો. સ્ટીમર ઊપડે ત્યાંસુધી એ કોલાહલ ચાલુ રહેવાનો હતો. દરેક પોતપોતાનાં સગાંવહાલાંને વિદાય લેવામાં પડયું હતું. સ્ત્રી–ઉતારુઓ પોતાનો સરસામાન ને બાળકો સંભાળતાં હતાં. માત્ર સુમિત્રને કશું જ કરવાનું નહોતું. માટીના લોચા પેઠે એ એક ખૂણામાં પડી રહ્યો.

છેવટે સ્ટીમર ઊપડી: ધીમે ધીમે સઘળો કોલાહલ તદ્દન શાંત બની ગયો.

: ૬ :

**સ્ટીમર** પરના એ દિવસો એક ચાલુ સ્વપ્નની પેઠે સરી ગયા. સુમિત્રે દરિયા સામે નજર સુધ્ધાં કરી નહોતી. ખાસ ફરજ ન પડે ત્યાંસુધી પોતાની જગાએથી ખસવાનું પણ એણે યોગ્ય ધાર્યું નહોતું. એક જ વાર એણે ખોરાક લીધો હતો. બાકી એણે પાણી પીને જ ચલાવ્યું હતું. એને દુઃખી કે દર્દી માની એના સહપ્રવાસીઓએ પણ એને ઝાઝો સતાવ્યો નહોતો.

મુંબઈમાં પગ મૂકતાં જ એને ક્યાં જવું તેનો વિચાર આવ્યો. પ્રથમ તો સારી પેઠે નાહી એને જમવાની જરૂર હતી. એના ગજવામાં હજી વીસેક રૂપિયા પડ્યા હતા. બિસ્ત્રો ને ટ્રંક કોઈ સ્થળે મૂકી એ કાર્યથી પરવારી જવા એણે નિર્ણય કર્યો. મજૂરને મજૂરી આપી એણે ગાડી બોલાવી.

“ક્યાં લઉં, સાહેબ ?” ગાડીવાળાએ પૂછ્યું.

સુમિત્રે એની બહેનનું સરનામું આપ્યું. પોતે શું કરતો હતો તેનો પણ એને ખ્યાલ રહ્યો નહિ. ત્યાં કોણ રહેતું હતું તેની પણ એને ગમ નહોતી. કદાચ ત્યાં કોઈ નહિ હોય તો ? કોઈ જૂના નોકરો હશે તો એને જરૂર પિછાનશે. પેટી ને બિસ્ત્રો તો જરૂર ત્યાં મૂકી શકાશે.

અનિલ ને નલિન બન્ને ભાઈઓ એક જ ઘરમાં રહેતા હતા. બન્નેએ ઘર વહેંચી લીધેલું હોવાથી તેની મધ્યમાં એક દીવાલ ચણી

લેવામાં આવી હતી. બે કુટુંબ સુખેથી રહી શકે એટલું વિશાળ તે મકાન હતું. વચ્ચેની દીવાલ એને જરા કુરૂપ બનાવી રહી હતી. બન્ને ભાઈઓ શ્રીમંત હતા. બન્ને વચ્ચે ખાસ ઝગડો નહોતો. વળી અનિલ ને સરોજ સ્વિટ્ઝરલેન્ડ ગયેલાં હોવાથી નલિન ને તેની પત્નીને કશીયે ડખલ નહોતી.

અનિલનો દરવાજો બંધ હોવાથી ગાડી નલિનને બારણે ઊભી રહી. દરવાજાની અંદર એક બાજુ ઘાટી બેઠો હતો. નાહક શ્રમ લેવાનું તે શીખ્યો નહોતો, પણ ગાડીનો અવાજ સાંભળી તેને બહાર આવવું પડયું: “આપને કોનું કામ છે?”

કોઈ પણ પ્રકારનો સંકોચ ન રાખવાની સુમિત્રે હવે પ્રતિજ્ઞા લીધી હતી એટલે તેણે સીધો જ પ્રશ્ન કર્યો: “નલિનભાઈ ઘેર છે?”

“જી,” ઘાટીએ ઉત્તર દીધો. “ઉપર બેઠા છે.”

“જરા કહે કે રંગૂનથી સુમિત્ર આવ્યા છે, ને તમને મળવા માગે છે.”

ઘાટી ઉપર ગયો. એક વાર નલિન સુમિત્રનો મિત્ર હતો, પરંતુ ત્યારે સુમિત્ર કરોડાધિપતિનો પુત્ર હતો. આજે સુમિત્ર ભિખારી હતો. એ બે પરિસ્થિતિમાં કાંઈ ઓછો ફરક નહોતો. હવે નલિન એને ન આવકારે તો સુમિત્રને બિલકુલ નવાઈ લાગે નહિ.

પરંતુ ઘાટીની પાછળ જ નલિન નીચે આવતો જણાયો. ગાડીનું બારણું ઉઘાડી તે બોલ્યો: “આમ બેસી કેમ રહ્યા છો? ઉપર આવતાં શું થયું?”

“કેવી રીતે આવું? ઉપર કોણ હશે તેની મને શી ખબર?” સુમિત્રે હસવા પ્રયત્ન કર્યો.

નલિને ઘાટી તરફ જોઈને કહ્યું: “સામાન ઉપર લઈ જા, અને બાઈસાહેબને કહે કે સુમિત્ર આવ્યા છે.”

સુમિત્ર ગાડીમાંથી નીચે ઊતર્યો. ગાડીવાળાને આપવા એણે પૈસા કાઢ્યા. નલિન પૈસા ચૂકવવા જતો હતો, પરંતુ સુમિત્રને ખોટું લાગશે એમ ધારી તે થંભી ગયો.

સુમિત્ર નલિન પાછળ ઉપર ચડ્યો. આ ઘર, આ રાચરચીલું, આ બધું જ એને પૂર્ણ પરિચિત હતું. પરંતુ આજે એ જુદી જ નજરે સઘળું નિહાળી રહ્યો. આજે એક ગરીબની નજરે સુમિત્ર સર્વનો કયાસ કરી રહ્યો હતો.

સુમિત્રે દીવાનખાનામાં પ્રવેશ કર્યો એટલે સરલા સ્મિતભર્યા મુખે સામી આવી: "ઓળખાણ પડે છે કે ભૂલી ગયા?"

પુરાણા સુખી દિવસોમાં સુમિત્ર આ લોકો સાથે સમાન ભાવથી ભળતો હતો. વેવાઈના સંબંધને લીધે તેઓ એકબીજાની મજાકમસ્કરી કરતાં ને ગમ્મત ઉડાવતાં, પરંતુ આજે સરલા સાથે કેમ બોલવું તેની સુમિત્રને ગમ પડી નહિ. એને પોતાની સ્થિતિથી સંકોચ થતો હતો, પરંતુ ઉત્તર દીધા વિના સુમિત્રનો છૂટકો નહોતો. "કેમ ન ઓળખું? તમે જરાય બદલાયા નથી."

સરલા ફરી હસી: "ખરી વાત? હું બિલકુલ બદલાઈ નથી?"

"હવે એને ચા પી જરા તાજો થવા દે." નલિન બોલ્યો. "પછી પેટ ભરીને વાતો કરજે."

"પણ ચા માટે ગરમ પાણી તો જોઈશે ને?" સરલા બોલી. "મારી પાસે દ્રૌપદીનું અક્ષયપાત્ર નથી કે મારી કીટલીની ચા ખૂટે જ નહિ."

"વાહ રે તમારું સૌજન્ય!" નલિન બોલ્યો. "એમ દ્રૌપદી ન થવાય, સમજ્યાં?"

સરલાએ છણકો કરી વાંધો ઉઠાવ્યો. સુમિત્ર આવા વિનોદમાં રસ લઈ શકે એવી માનસિક પરિસ્થિતિ ધરાવતો નહોતો. વાર્તાવિનોદના

હળવા જગતમાંથી એને દેશનિકાલ કરવામાં આવ્યો હતો. એ કયા હકથી વિનોદમાં ભાગ લઈ શકે ?

"પહેલાં નાહવાની ગોઠવણ કરો તો કૃપા !" તેણે વાર્તાનો પ્રવાહ પલટયો. "પ્રવાસથી હું એવો મેલો બની ગયો છું કે મને ચેન પડતું નથી."

"ખરી વાત છે," સરલા બોલી. "મને પણ લાંબી મુસાફરી પછી સ્નાન કર્યા વિના ચેન પડતું નથી. પ્રવાસમાં કેટલો બધો મેલ ચડે છે? નાહ્યા વિના કશું જ મોંમાં પેસે નહિ !"

સુમિત્રે સ્નાન કરી લીધું. પછી ચા આવી. સરલાએ તાજો નાસ્તો પણ હાજર કર્યો. આખીયે રકાબી ભરેલી હતી. તેણે આગ્રહ કર્યો: "આ બધું જ ખાઈ જવું પડશે, કારણકે બપોરે એક વાગ્યા સુધી જમવાનો પત્તો નહિ ખાય."

"પણ આ તો આખો દિવસ ચાલે તેટલું છે." સુમિત્ર બોલ્યો. "મારે હવે કાંઈ જ જોઈશે નહિ."

"એમ તે કાંઈ ચાલે ?" સરલા બોલી. "તમે કાંઈ બ્રાહ્મણ-વિધવા નથી તે એકટાણું કરી ચલાવો. આજે હું મારા હાથે રસોઈ બનાવવાની છું. તમારે ખાધા વિના ચાલવાનું જ નથી."

સરલાને સુમિત્ર સાથે ફાવી ગયું હતું. સુદર્શનના કુટુંબની બીજી કોઈ વ્યક્તિ સાથે તેને બનાવ નહોતો. એ સામાન્ય કુટુંબમાં ઊછરી હતી એટલે લક્ષ્મીનો વધારે પડતો ઠરેરો એને બિલકુલ ગમતો નહિ. સુમિત્રમાં પ્રથમથી જ એ દુર્ગુણનો અભાવ હતો. એના પિતાની સંપત્તિ એને જરા પણ બગાડી શકી નહોતી. એક શ્રેષ્ઠિપુત્ર જેવો મિજાજ કે ધૂની એ કદી નહોતો. એટલે એની સાથે વાતચીત કરતાં સરલાને કદી અણગમો આવતો નહિ. વળી સુમિત્ર સાથે ફાવી જવાનું બીજું પણ કારણ હતું. એના લગ્નપ્રસંગે સુદર્શને એને મૂલ્યવાન ભેટો આપી હતી.

"તમને બ્રહ્મદેશ કેવો લાગ્યો?" નલિને સુમિત્રને પૂછ્યું.

"મને તો એ દેશ બિલકુલ ગમ્યો નહિ." સુમિત્રે નાસ્તો લેતાં ઉત્તર દીધો. "આવું ખાવાનું કરતાં જ ત્યાં કોઈને ન આવડે."

સરલા ખડખડાટ હસી પડી: "ગુજરાતીને સ્વાદિષ્ટ વાનીઓ સિવાય ખાણું ગળે ઊતરે જ નહિ. આપણા ગુજરાતીઓ જરા ખાવાના શોખીન ખરા. એમને ખાઉધરા કહીએ તોય ચાલે."

"તમે પણ ગુજરાતી જ છો ને?" તેના પતિએ મમરો મૂક્યો. "એક રોટલી ખાતાં તો નવનેજા થાય છે. મોટાં ખાઉધરાં ન જોયાં હોય તો!"

"દરેકની ટેવ ઉપર આધાર છે." સરલા બોલી. "અમે તમારા જેવા ઉત્તર હિંદુસ્તાની નથી કે થાળી ભરીએ તોય સફાચટ થઈ જાય."

સુમિત્રે નાસ્તો પૂરો કર્યો એટલે સરલા રસોડામાં ગઈ. નલિન સુમિત્રની નજીક ખુરશી ખેંચી લાવ્યો અને પૂછ્યું: "કાંઈ ફાવ્યો કે નહિ?"

"બિલકુલ નહિ." સુમિત્રે ઉત્તર દીધો.

"એવી અજાણી ભૂમિમાં આટલા ટૂંકા ગાળામાં નસીબ ક્યાંથી યારી આપે?" નલિને પોતાનું મંતવ્ય રજૂ કર્યું. "તમારું નસીબ ખૂબ તેજ હોય તો જ એવું સંભવે. હવે તો અહીં કાંઈક શોધ કરવી પડશે."

"હાસ્તો, પણ હું ક્યાં શોધ કરું?" સુમિત્રે નિરાશાનો સૂર કાઢ્યો. "મારા જેવા ભણેલા બેકારોની મુંબઈમાં ક્યાં ખોટ છે?"

"એકલા ભણતરની ક્યાં કિંમત છે?" નલિન બોલ્યો. "મુંબઈ છોડ્યું ત્યાંસુધી તમે બીજા કશાનો ઉપયોગ કર્યો નથી. પરંતુ હું તમારો દોષ શી રીતે કાઢું? તમારી માનસિક સ્થિતિ

જ ક્યાં સારી હતી ? તમારી બહેને તમને અહીં જ વધારે રોક્યા હોત તો તમે કામે લાગી ગયા હોત."

"મારી બહેનના ખબર પૂછવાના તો હું ભૂલી જ ગયો." સુમિત્ર બોલ્યો. "તેની તબિયત કેમ છે ?"

"હવે તેને સારું છે;" નલિને ખબર આપી. "પરંતુ હજી તે પાછી ફરી શકે તેમ નથી. ભાઈનો કાગળ હતો. કદાચ એકાદ વર્ષ તેઓ ત્યાં રહેશે."

"એની તબિયત સારી છે જાણી આનંદ થયો." સુમિત્ર બોલ્યો. "મને એના જીવનની ધાસ્તી હતી. હવે ઝાઝો સમય તમને બોજારૂપ ન થઈ પડું એટલું જ મારે જોવાનું બાકી રહ્યું."

"અરે, હજી તો ઘણુંય બાકી છે" નલિન બોલ્યો. "તમે કાંઈ સંન્યાસી થઈ ગયા નથી. એક વાર શરૂ કરો એટલે મહત્ત્વાકાંક્ષાઓ તમારા દિલમાં આપોઆપ ઊભરાશે, માટે સમય ગુમાવ્યા સિવાય તમારે કામે લાગી જવાનું છે."

સુમિત્ર કાંઈ જ બોલ્યો નહિ. એ ઘર શરૂ કરે ? એવો તો તેને ખ્યાલ પણ આવ્યો નહોતો. કિસ્મતે એને એવા સંયોગોમાં મૂકી દીધો હતો કે ઘર ને કુટુંબનો પ્રશ્ન જ એને અળખામણો બની ગયો હતો. એવા વિચારો જ્યારે પણ એના દિલમાં ઊભરાતા ત્યારે એનું હૈયું હચમચી ઊઠતું. લગભગ એક સ્ત્રીનો એ ઘાતક બની ચૂક્યો હતો. હવે બીજી કોઈ સ્ત્રીનું જીવન એ અભડાવી શકે ? કલ્યાણી એના દિલમાં વસી નહોતી ? એણે પોતે એનો એ રીતે વિચાર કર્યો નહોતો છતાંય તે બીજી કોઈ સ્ત્રીને સ્નેહ કરી શકશે જ નહિ. કલ્યાણીનું ઋણ ચૂકવ્યા સિવાય એને બીજો કોઈ માર્ગ સૂઝશે જ નહિ. એનું ઋણ પૈસાથી પતાવી શકાય તેવું નહોતું. એ કેમ ચૂકવવું તેની પણ એને ગમ પડતી નહોતી. જે કલિકા ખીલ્યા પહેલાં જ કરમાઈ ગઈ હોય એને ફરીથી શી રીતે ખીલવી શકાય ? એક વાર પેલા જીવતા

દોઝખમાંથી તો એનો ઉદ્ધાર થાય !

નલિન એની સામે તાકી રહ્યો હતો. સુમિત્રના દિલને ચેન નહોતું એમ એ કળી ગયો, એથી તેણે પ્રશ્ન કર્યો: " કોઈને દિલ દઈ આવ્યા છો કે શું ?"

" ના, ભાઈ, ના ! " સુમિત્રે ઉત્તર દીધો. " મારું દિલ દેવાય એવું જ ક્યાં હતું ? " તેણે હસવા પ્રયત્ન કર્યો.

" દિલ દેવાની તમને જરૂર જ જણાતી નથી," નલિન બોલ્યો. " પણ એ વસ્તુ જ એવી વિચિત્ર છે કે જાણ્યે અજાણ્યે જ તમારો પરાભવ કરે. "

" હજી સુધી તો એવું બન્યું નથી. " સુમિત્રે ખુલાસો કર્યો.

એવામાં નોકર અંદર આવ્યો. કોઈ નલિનને મળવા આવ્યું હતું. " હમણાં જ આવ્યો, હો, " ઊભા થતાં નલિન બોલ્યો. " હાં, પણ તમે એકલા શું કરશો ? સરલાને બોલાવું ? "

" ના, ના. એમની કાંઈ જરૂર નથી, " સુમિત્ર બોલી ઊઠ્યો. " એ કામમાં છે. એમને ક્યાં પજવવાં ? "

" કામમાં તો ખરાં જ ! " નલિન બોલ્યો. " રસોઈની સામગ્રી બગાડતાં હશે. રસોઈયો નિષ્ણાત છે. એને કોઈ સૂચનાની જરૂર નથી છતાં સરલા ડહાપણ ડહોળવાની જ. કાંઈ કહેવા જાઉં તો આ ઘર પાણીપતનું મેદાન બની જાય. "

સુમિત્રની ગ્લાનિ હજી દૂર થઈ નહોતી, એટલે વર્તમાનપત્રો ને માસિકો લઈ તે એક વિરામાસન પર પડ્યો, અને નલિનનું મન મનાવ્યું. " આ છાપાં વાંચું છું; આજ ઘણે દિવસે હાથ ચડ્યાં છે. "

સુમિત્રને એકલો મૂકી નલિન નીચે ગયો. સુમિત્ર પુસ્તકોનો તો રસિયો હતો. રંગૂનમાં એને શારીરિક ખોરાક મળતો નહોતો એટલું જ નહિ પણ આવા માનસિક ખોરાકનો પણ અભાવ હતો, એટલે

અત્યારે એ ભૂખમરો શમાવવા તે અધીરો બન્યો. પરંતુ એ ખૂબ જ થાકી ગયો હતો તેથી એની આંખો ઘેરાવા લાગી. ત્યાં બાજુના ખંડમાંથી સરલાનો અવાજ આવ્યો ને એ ચમકી ઊઠ્યો.

બીજી જ ક્ષણે સરલા તે ખંડમાં આવી બોલી ઊઠી: " મેં ધાર્યું જ હતું કે તમને એકલા મૂકી એ નીચે જતા રહેશે. એમને સામાન્ય રીતભાત પણ ક્યારે આવડશે ? "

" ના, ના, એવું કાંઈ જ નથી. એમને કોઈ અગત્યનું કામ આવી પડ્યું છે. " સુમિત્ર બોલ્યો. " તમે રસોઈથી પરવાર્યાં ? "

" ના, હું પરવારી તો નથી," સરલા બોલી. " પણ રસોઈયો બધું સંભાળી લેશે. એ મોડા આવે છે ને એક વાગ્યા પહેલાં કદી જમતા નથી. તમને એ ફાવશે નહિ. "

" મને તો બધુંયે ફાવશે." સુમિત્ર બોલ્યો. " સવારમાં નાસ્તો કર્યો છું તે હું પચાવું તો ખરો. જમવાની વાર હોય તો હું જરા બહાર આંટો મારી આવું. "

" ભલે, " સરલા બોલી. " પરંતુ બરાબર સાડાબારે પાછા આવી જજો, હો ! "

સુમિત્ર બહાર ફરવા નીકળ્યો. પહેલાં ક્યાં જવું તેની તેને સમજ પડી નહિ. મુંબઈમાં એને મિત્રોની ખોટ નહોતી પણ એ બધા હવે એના મિત્રો રહ્યા હશે ? નલિન તો પ્રથમના જેવો જ લાગ્યો હતો, પરંતુ બધા એવા ન પણ હોય. કોઈનું નાહક અપમાન વહોરવા શા માટે જવું ? એ કાંઈ મરી જવાનો નહોતો.

છેવટે તેણે એક ટ્રામ પકડી. અગાઉ એ પુસ્તકોની દુકાનોમાં રઝળતો. બધાય પુસ્તક–વિક્રેતાઓ એનું સ્વાગત કરતા; અત્યારે પણ એ લોકો એનું સ્વાગત કર્યા વિના નહિ રહે એમ એને લાગ્યું.

## : ૭ :

**સુમિત્ર** મુંબઈ આવ્યો એ વાતને એક અઠવાડિયું વીતી ગયું, છતાં એને કાંઈ કામ જડયું નહિ. કોઈ નોકરી મળે એવો સંભવ પણ લાગ્યો નહિ. આટલા ટૂંકા ગાળામાં નોકરી મેળવવાની એને આશા પણ નહોતી. ક્યાં સુધી એ નલિનને ભારરૂપ બની રહે? નલિન કે સરલાનું વર્તન જરાય તુચ્છકારભર્યું નહોતું છતાં બેકાર દશામાં સુમિત્રને વધારે ને વધારે સંકોચ લાગ્યા કરતો. એનું દિલ બેચેન રહેતું. નલિન શ્રીમંત હતો. મહેમાન દસ દિવસ રહે કે દસ મહિના રહે એની એને પડી નહોતી. સુદર્શન જીવતા ત્યાંસુધી અનિલ-નલિનને તેમની પાસેથી ચાલુ મદદ મળ્યા જ કરતી. એટલે સુમિત્રે મનમાં ઓછું આણવાનું કાંઈ જ કારણ નહોતું. પરંતુ એક ક્ષણ પણ પોતાની હીનદશાનો ખ્યાલ એ ભૂલી શકતો નહોતો અને તેથી એ બહુ જ લાગણીવશ બની જતો.

આઠમે દિવસે સવારે એણે ચા પીતાં પીતાં સરલાને કહ્યું: "તમારે ત્યાં વધારે રોકાઉં એ ઠીક નહિ."

"એ શું બોલ્યા?" સરલાએ તુરત વાંધો ઉઠાવ્યો. "હજી તમારે આવ્યે એક અઠવાડિયું તો થયું નથી. સગાંવહાલાંઓ મહિનાઓ સુધી અમારે ત્યાં રહે છે તોય અમને અકળામણ નથી થતી."

"તમે પણ સગા જ બની જાઓ ને ?" નલિને મમરો મૂક્યો. "અમારા કુટુંબની એકાદ છોકરી તમને પરણાવી દઈએ."

"કેવી રીતે ?" સુમિત્ર આશ્ચર્ય પામી બોલ્યો. "તમારે ક્યાં છોકરી છે."

"મારે છોકરી ન હોય પણ બીજાને તો હોય ને !" નલિને હસતાં હસતાં કહ્યું. "મારી બે સાળીઓ હજી કુંવારી છે."

સરલા કાંઈ કહેવા જતી હતી, પણ અટકી ગઈ. "અત્યારે એ બધી વાતો નકામી છે." સુમિત્ર બોલ્યો. "મારું પોતાનું ટટ્ટુ નભાવવાની મારામાં શક્તિ નથી, ત્યાં બૈરીનું હું શી રીતે પૂરું કરું ? એ કાંઈ હવા પર જીવશે નહિ. આવી વાતોમાં મને ન દોરશો. લગ્નની વાત સિવાય મને નોકરી અપાવો તો હું જીવનભર ઋણી રહીશ."

"હું મારો બનતો પ્રયત્ન કરી જ રહ્યો છું." નલિને ઊભા થતાં કહ્યું. "આજે હું ફરી જવાબ મંગાવું છું."

સુમિત્ર પણ ઊઠ્યો: "હું બહાર આંટો મારી આવું. તમે બહાર જાઓ છો, સરલાબહેન પણ રસોડામાં જશે ને હું એકલો પડીશ. એકલા મને વખત કાઢવો પણ ભારે થઈ પડે છે."

"તમારે જ્યાં જવું હોય ત્યાં મૂકતો જાઉં." નલિન બોલ્યો. "તમારે ક્યાં જવું છે ?"

"કાંઈ ખાસ નક્કી કર્યું નથી." સુમિત્ર બોલ્યો. "મને કાલબાદેવી પર મૂકી દેજો."

બંને પુરુષો વિદાય થયા એટલે સરલાએ છાનું રડી લીધું. "કેવા મૂર્ખ છે ? દુનિયાનું એમને ભાન જ નથી." પતિને શિરપાવ આપી તે રસોડામાં ગઈ.

નલિનનું બોલવું ઉચિત નહિ હોય, પણ સરલાના દિલમાંથી એમનાં વચનો ખસ્યાં નહિ. રાત્રે નલિન આવ્યો એટલે સરલાએ તેની જડતી લીધી: "જરા સાંભળો."

"બોલો સાહેબ !" નજીક આવી નલિન બોલ્યો. "રિસામણાં-મનામણાંની કાંઈ જ જરૂર નથી."

"તમે કદીયે ગંભીર થવાના નહિ?" સરલાએ રોષ દાખવ્યો.

નલિન એક વિરામાસન પર બેઠો: "મારે ગંભીર બનવું પડે એટલું બધું અગત્યનું છે?"

"અમારે તે વળી કશી વાત અગત્યની હોતી હશે?" સરલાએ ગંભીર થઈને કહ્યું. "તમારા મિત્રને એકદમ આવી વાત કરી નાખતાં તમને ખ્યાલ પણ ન આવ્યો? તમારી વાત એ સાચી માની લેશે તો?"

"તેમાં વાંધો શો છે?" નલિન બોલ્યો. "લગ્નના બજારમાં ઉમેદવારોની સંખ્યા ઘણી ઓછી છે. તેમાંય સુમિત્ર જેવો મુરતિયો તો ભાગ્યે જ જડે."

"એ સારો મુરતિયો હશે, એમાં મારે કાંઈ જ કહેવાનું નથી;" સરલા બોલી. "પરંતુ એકલી ભલાઈ જગતમાં કામ આવતી નથી. એના પર માણસથી જીવી શકાતું નથી. મારા પિતા પોતાની એક પણ છોકરી એમને આપવા તૈયાર નહિ થાય."

"ભલે ન આપે," નલિને ઠંડું પાણી રેડ્યું. "એમાં એમને નુકસાન છે. સુમિત્રનું કશું જ જવાનું નથી."

"એ પ્રશ્ન પર મતભેદને અવકાશ છે." સરલાએ રોષથી કહ્યું. "પણ મારે તમને એક વાત કહેવાની છે. તમારા મિત્ર સાથે વાતો કરો એમાં મારી બહેનોનું નામ ન લાવશો. એ મને બિલકુલ પસંદ નથી. એમને પેટ માટે કોઈની પાસે હાથ ધરવાનો નથી. વળી એમને પણ આબરૂ જેવું કાંઈક છે. બા તમારી વાતો જાણે તો મારી ધૂળ જ કાઢી નાખે."

"તું એમને વાત ન પહોંચાડે તો એમને કદીયે ખબર નહિ પડે." નલિન બોલ્યો. "તમે બધાં વિચિત્ર છો. દરેક વાતમાં તમને વાંકું પડવાનું જ. હું તો તમારા સારા માટે આ પ્રયત્ન કરતો હતો."

" હાસ્તો, " સરલા બોલી ઊઠી. " તમારી પોતાની બ્હેનને તમે આવા ભિખારીને દેત ખરા કે ? "

" જરૂર ! " નલિન બોલ્યો. " પણ કમનસીબે મારે બ્હેન જ નથી. "

" તમારે પોતાને બ્હેનો નહિ હોય, પણ પિત્રાઈઓની તમારે ક્યાં ખોટ છે ? " સરલાએ સપાટો લગાવ્યો. " એમાંની એકાદને સુમિત્ર સાથે પરણાવી દો ને ! "

નલિને જવાબ દીધા વિના ઊંઘવાનો ડોળ કર્યો. સરલાએ એના ઉત્તર માટે થોડી વાટ જોઈ. પછી એણે પણ ઊંઘવાનો પ્રયત્ન કરવા માંડ્યો: " હવે ચટકો લાગ્યો ને ? બીજાનેય તમારા જેવી જ લાગણી થતી હશે. "

નલિન આંખો મીચી જાગતો જ પડી રહ્યો. સરલાને જવાબ આપવાની એ કાંઈક યોજના વિચારી રહ્યો હતો, પરંતુ પોતાની વાત બરાબર ગોઠવી શકે ત્યાર પહેલાં તો એને ઊંઘ આવી ગઈ.

નલિન હમેશાં સુમિત્રને સાથે લઈ જતો ને રસ્તામાં ગમે ત્યાં ઉતારી મૂકતો. બપોરે જમવાનો સમય બાર એક વાગ્યાનો હતો એટલે સુમિત્ર ત્રણ ચાર કલાક કાલબાદેવીથી કોટ સુધી રખડતો. થાક લાગતો તો ટ્રામ કે બસમાં ચઢી બેસતો. પરંતુ એ રખડપટ્ટીનું કશું જ ઉપયોગી પરિણામ આવ્યું નહિ. ફક્ત ઘડીભર એ પોતાનું નકામું અસ્તિત્વ ને કલ્યાણીના દુઃખદ વિચારો વિસરી શકતો એટલું જ.

એક દિવસે સવારે નલિને ઓચિંતો સુમિત્રને ઓફિસે સાથે લીધો.

" તમને કેમ સાથે લીધા તેની કાંઈ કલ્પના કરી શકો છો ? " મોટર ઊપડી એટલે નલિન બોલ્યો. " તમારી સાથે મારે જરા ખાનગી વાત કરવી છે. ઘરમાં આપણે એકલા પડી શકતા નથી. સરલા ત્યાં હમેશાં હોય જ ને ! "

" સરલાબ્હેનથી ખાનગી મને શું કહેવાનું છે ? " સુમિત્રે આશ્ચર્ય

સ્વામીને પૂછ્યું.

"કેમ? એનાથી છાનું કશું જ ન હોઈ શકે?" નલિન બોલ્યો. "તમે એમ માનો છો કે હું બધી જ વાતો એને કરું છું? મારા ધંધાની ખાનગી ચાવીઓ પણ એને બતાવતો હોઈશ?"

ઑફિસના દ્વાર આગળ ગાડી ઊભી રહી. બન્ને જણ નીચે ઊતરી નલિનના ખંડમાં ગયા. નલિને ખુરશી પાછી ખેંચી ટેબલ પર પગ મૂક્યા. ખૂબ જ લહેરમાં વિરાજી તેણે વાતની શરૂઆત કરી: "મુંબઈ છોડવામાં તમને કોઈ હરકત છે?"

"જરા પણ નહિ;" સુમિત્રે ઉત્તર દીધો. "મને તો અહીં પડી રહેવામાં જ વાંધો છે. દુનિયાને છેડે જવામાં પણ મને હરકત નથી."

"ગઈ કાલે મને તમારી વાત યાદ આવી હતી;" નલિને આગળ ચલાવ્યું. "પરંતુ એ રીતસરની નોકરી ન હોવાથી મારા ધ્યાનમાં ઊતરતી નહોતી—બાકી નોકરી તો હતી જ."

"પગાર મળે તો ગમે તેવી નોકરી હોય તોપણ મને હરકત નથી." સુમિત્ર બોલ્યો. "મારે તો પગારની જ વાત નક્કી કરવાની છે; બીજું કાંઈ નહિ."

"પગાર તો મળવાનો જ છે." નલિને ખુલાસો કર્યો. "પ્રથમ પગાર થોડો મળશે. તમને ફાવી જશે તો પછી પગાર વધારવામાં મુશ્કેલી નડશે નહિ. પરંતુ નોકરી જરા વિચિત્ર છે એટલે તમને કદાચ ન ગમે!"

"મને ગમવા ન ગમવાનો પ્રશ્ન જ હોય નહિ." સુમિત્ર વિષાદભર્યું હસ્યો. "ભિખારીને વળી પસંદગી કેવી?"

"આટલા બધા નિરાશ કેમ બની ગયા છો?" નલિન હસ્યો. "જુઓ ત્યારે, મારા કાકા અલ્હાબાદમાં રહે છે. છેલ્લાં વીસ વર્ષથી એમણે પોતાનો ધંધો ત્યાં સારી રીતે જમાવ્યો છે. એમને ચાર પુત્રીઓ છે, પણ પુત્ર નથી. ત્રણ મોટી પુત્રીઓ પરણાવી દીધેલી છે.

હવે એક જ બાકી છે. કાકા જાતે ધંધામાં ધ્યાન આપતા, પરંતુ હવે એ વૃદ્ધ થયેલા હોવાથી પૂરતું ધ્યાન આપી શકતા નથી. એમની દરેક કામગીરી સંભાળી લે એવા એક ઉત્સાહી યુવાનની એમને જરૂર છે. "

" એ તો નોકરી જ થઈ ને ! " સુમિત્રે વચ્ચે કહ્યું. " તમે નોકરી જેવું નથી એમ કેમ કહેતા હતા ! "

" થોડોક ફેર છે." નલિને ખુલાસો કર્યો. " એમની ગૃહવ્યવસ્થા પણ તમારે સંભળાવી પડશે. "

" એમ કેમ ? " સુમિત્રે જરા સંકોચ અનુભવ્યો.

" ગૃહવ્યવસ્થાનું નામ સાંભળી ચમકવાની જરૂર નથી. " નલિન બોલ્યો. " બધી વાત પહેલાં પૂરેપૂરી સાંભળી લો. તમારે કાંઈ રસોડું સંભાળવાનું નથી કે બજારમાં જવાનું નથી. મારા કાકાને હવે આંખે જરા ઓછું દેખાય છે એટલે તે વાંચી લખી શકતા નથી. મારાં કાકી વર્ષોથી સંધિવાના દર્દથી પીડાય છે. એ કાકાને મદદ કરે એ વાત જ ક્યાં કરવી ? એ સિવાય એમની સૌથી નાની પુત્રી તનમન છે. અત્યાર સુધી તે એનાં માબાપને મદદ કરતી ને અભ્યાસ પણ કરતી. પરંતુ હમણાં એ પણ માંદી પડી છે એટલે ડૉકટરોએ એને તદ્દન આરામ લેવા તાકીદ કરી છે. "

" ત્યારે તો પાકી પંચાત ! " સુમિત્ર બોલ્યો.

" એમ છે, " નલિને તેને ટેકો આપ્યો. " એ લોકો ભારે મૂંઝવણમાં આવી પડ્યાં છે. મારાં કાકી દરરોજ મને અલ્હાબાદ બોલાવે છે. એમના એકાદ જમાઈને મોકલી આપવા આગ્રહ પણ કરે છે, પરંતુ અહીં કોઈ આળસુ ઓછું બેસી રહે છે ? દરેકને પોતપોતાનો વેપારધંધો હોય ને કુટુંબ પણ સંભાળવાનું હોય એટલે અલ્હાબાદ કોણ જાય ? પરંતુ હું તો છટકી શકું તેમ જ નથી. એટલે અમારે બહાર નજર દોડાવ્યા સિવાય છૂટકો નથી, ને તે પણ ઘણી

જ જલદી. આમ ને આમ બહુ દિવસ કાઢી નાંખ્યા છે."

"તમારે પસંદગી કરતાં પહેલાં ખૂબ કાળજી રાખવી પડશે." સુમિત્રે કહ્યું. "આ કાંઈ ઓછી જવાબદારી નથી."

"એ હું બરાબર સમજું છું." નલિન બોલ્યો. "મેનેજરનું અને ખાનગી મંત્રીનું એમ બન્ને કામ કરી શકે તેવો માણસ જોઈએ; વળી તનમનના શિક્ષકની પણ ગરજ સારે એવો જોઈએ—માર્ગદર્શક ફિલસૂફ ને મિત્ર બધું એકી સાથે જ."

સુમિત્ર શાન્ત રહ્યો. "હું તો માત્ર એવી એક જ વ્યક્તિની ભલામણ કરી શકું તેમ છું ને એ વ્યક્તિ તે તમે." નલિન મુદ્દાની વાત પર આવ્યો. "એક માખીને પણ ઇજા કરવાની તમારામાં શક્તિ નથી. તમારામાં હું જેટલો વિશ્વાસ મૂકી શકું તેટલો બીજા કોઈમાં મૂકી શકું તેમ નથી. બોલો, તમારો શો જવાબ છે?"

"કોઈ પણ પ્રકારના કામની ના પાડવા જેવી મારી સ્થિતિ જ નથી." સુમિત્ર બોલ્યો. "હું મારું બનતું કરી છૂટવા તૈયાર છું પરંતુ એમને એટલી બધી સહાયની જરૂર છે કે હું તેમને સંતોષ આપી શકીશ કે કેમ તેનો મને વસવસો રહે છે."

"અખતરો કરી જુઓ," નલિન બોલ્યો. "બધું કામ કાંઈ તમારે એકલે હાથે ઉપાડવાનું નથી. તમારા હાથ નીચેના માણસોને તમારે ફક્ત માર્ગસૂચન જ કરવાનું છે. આજે કાકાને લખી નાખું ને?"

"ભલે, નક્કી કરવાની જરૂર છે?" સુમિત્રે કહ્યું.

"મારા કાકાએ તો કશું જ કહ્યું નથી." નલિન બોલ્યો. "એમને તો કોઈ સંબંધી જોઈતો હતો. પરંતુ ખાવાપીવા તથા રહેવાની સગવડ ઉપરાંત હાથખર્ચીના તમને માસિક સો રૂપિયા આપવા પડશે એમ હું લખી દઉં છું. પછી તમને ફાવી જાય તો તમારું દિલ ચાહે તે ઠરાવી લેજો."

" જેવી તમારી મરજી." સુમિત્રે સંમતિ આપી.

એવામાં એક ગ્રાહક આવ્યો ને તેમની વાત બંધ પડી. સુમિત્ર ઊભો થયો. " હું જરા બહાર જઈ આવું. હજી તો સાડા દસ જ થયા છે "

" વારુ, " નલિને તેને વિદાય આપી.

સુમિત્ર બહાર ગયો. નિરાશાના અંધકારમાં ડૂબકાં મારવાનો હવે અંત આવશે ખરો. એને પણ નલિનની વાત ગમી. નવા પ્રદેશમાં, નવા વાતાવરણમાં કિસ્મત કેવા રંગ બતાવે છે એ જાણવા એની ઈંતેજારી વધી પડી. એક વાર નસીબે એને યારી આપી નહોતી: હવે એ બીજી વાર અખતરો કરવા બહાર પડતો હતો.

એને બહુ સામાન લેવાનો નહોતો. અલ્હાબાદથી તાર આવ્યો એટલે એણે તૈયારી કરી નાખી. કેટલીક જરૂરિયાતો ખરીદવા એણે નલિન પાસેથી પચાસ રૂપિયા ઉછીના લીધા. કલ્યાણીથી એ વધારે દૂર જતો હતો, પરંતુ જીવતા દોજખમાંથી એનો ઉદ્ધાર કરવા આમ એ પ્રયત્નશીલ બને છે, એમ એને ચોક્કસ લાગતું હતું.

સુમિત્રની મોટર સ્ટેશન તરફ રવાના થઈ એટલે સરલા સ્મિત કરી બોલી: " તમારા મિત્રનું લગ્ન ક્યારે લો છો ? "

" આપણે તો માત્ર વિધિનાં સોગઠાં છીએ; નક્કી થશે એટલે ખબર પડશે." નલિને હસતાં હસતાં ઉત્તર દીધો.

: ૮ :

**નલિનના** કાકા વિનયકાંત ધંધામાં ઠીક ઠીક જામ્યા હતા. ત્રણ દીકરીઓ પરણાવવામાં એમણે પૈસો પણ સારો વાપર્યો હતો. નાનકડી તનમનને એમણે વિદ્યાલયમાં અભ્યાસ કરાવવાનો નિર્ણય કર્યો હતો, તેથી જ તે હજી કુંવારી હતી. એમનાં પત્ની કાયમની પથારી સેવતાં. સંધિવાના દર્દમાંથી તે ઊંચાં જ આવતાં નહિ. તેથી કુટુંબ કે ઘરકામમાં તે ધ્યાન આપી શકતાં નહિ. અલ્હાબાદમાં એમને કોઈ સગું નહોતું. મિત્રો પણ ઘણા થોડા હતા, એટલે તનમનનું કૌમાર્ય માબાપને સાલ્યું નહોતું. એને ઝટપટ પરણાવી દેવા કોઈ જીવ ખાય તેમ નહોતું. તનમનને અભ્યાસ કરવો ગમતો. તે કૉલેજના ત્રીજા વર્ષમાં હતી એવામાં તેની તબિયત લથડી. તેને ઝીણો તાવ રહેવા માંડ્યો એટલે દાક્તરોએ તેને સંપૂર્ણ આરામ લેવા તાકીદ કરી.

પરંતુ દાક્તરોની દવાનું કાંઈ જ ધાર્યું પરિણામ આવ્યું નહિ. અભ્યાસ મુકાવી દેવાથી તનમન એટલો બધો વલોપાત કરવા લાગી કે તે પથારીવશ થઈ ગઈ ને તેની નાજુક સ્થિતિએ તેનાં માબાપને મૂંઝવી નાખ્યાં.

“આવી રીતે આરામ લેવાતો હશે ?” તેના પિતા રોષે ભરાયા. “આમ સાજા શી રીતે થવાશે ?”

"હું કુંભકર્ણ નથી કે આખો દિવસ ઊંઘ્યા કરું! દાક્તર તો કહે, પણ આખો વખત પથારીમાં પડી રહ્યે દિવસ કેમ જાય?" તનમન બોલી. "મારું મન પરોવવા મારે કાંઈ પણ કામ હોવું જ જોઈએ. વળી તમારું ઘર પણ એવી સુંદર જગાએ છે કે વર્ષો સુધી જીવતા માણસનું મોં પણ જોવાનું ન મળે."

તેઓ એની માતાના શયનખંડમાં બેઠાં હતાં. એની માતાએ પગની લાતથી તકિયો ઉછાળી કહ્યું: "આ મકાન ન હોત તો તું ક્યારનીયે સ્વધામ પહોંચી ગઈ હોત. તારી તબિયત તો જો. ગીચ વસ્તીમાં હોત તો ક્યારની બોલતીયે બંધ થઈ ગઈ હોત."

તનમન ખરેખર, ઘણી જ નાજુક હતી. એને વીસ વર્ષ થયાં હતાં છતાં બાલક જેવાં એનાં અંગોપાંગોથી કોઈ તો એને બાર ચૌદ વર્ષની જ માની લે. એનાં નયનો વિશાળ ને હરિણશાં નિર્દોષ હતાં. એની ત્રણે મોટી બહેનો દેખાવડી ને સૌંદર્યમૂર્તિઓ લેખાતી. તનમન જરા શામળી હતી છતાં કેટલાકને તે બધામાં સૌથી વધારે સૌંદર્યવતી લાગતી.

"તમે ખરું કહો છો," વિનયકાન્ત બોલ્યા. "તું પુસ્તકો વાંચ. ફરવા જા. મોટર પણ નવરી પડી કાટ ખાય છે."

"પણ હું એકલી ક્યાં જાઉં?" તનમને છણકો કર્યો. "તમે તો કોઈ ઘર બહાર નીકળતાં નથી."

"એમ છોકરવાદી ન કર." તેની માતા બોલી. "હવે તું કાંઈ નાની કીકી નથી. અમે બહાર નીકળી શકતાં નથી તેનું કારણ તું સારી રીતે જાણે છે."

"તો મને ઘેર અભ્યાસ કરવાની સગવડ કરી આપો. એક શિક્ષક રાખો. આમ હાથ જોડી બેસી રહેવાનું મને બિલકુલ પાલવતું નથી."

એના પિતા ટપાલ વાંચવામાં ને વર્તમાનપત્ર ઉથલાવવામાં મશગૂલ

હતા. તે વચ્ચે બોલી ઊઠયાઃ "બધી હકીકત જણાવી મેં નલિનને અનેક વાર લખ્યું છે, એનો જવાબ કેમ નથી આવતો તે જ મને સમજાતું નથી. અનિલ અહીં હોત તો આ પ્રશ્નમાં આટલી બધી મુશ્કેલી ન પડત ને વિલંબ પણ ન થાત."

"ખરી વાત છે. અનિલ જરા વધારે સમજુ ને વ્યાવહારિક પણ ખરો." તેમનાં પત્નીએ અભિપ્રાય આપ્યો. "નલિન ને એની પત્ની તો હજી છોકરવાદ છે. ઉમર વધી, પણ ડહાપણ ન આવ્યું. તેથી જ ભગવાને એમને છોકરાં નથી આપ્યાં."

"ઊભાં રહો. આજે એ શું લખે છે તે વાંચ્યા પછી અભિપ્રાય આપો" વિનયકાંત એક પરબીડિયું ઉઘાડતા બોલ્યા. "બાકી એણે મોડું કર્યું છે એ બીના સાથે તો હું પણ સંમત છું."

આખો પત્ર વાંચી તેમણે પત્ની સામે ફેંક્યોઃ "છેવટે એક જણને મોકલવાનો તેણે પ્રબંધ કર્યો ખરો. હું એ યુવાનને ઘણી જ સારી રીતે ઓળખું છું. એનાં ચારિત્ર્ય માટે તો કાંઈ કહેવાપણું નથી, પરંતુ તે આપણને બહુ ઉપયોગી થઈ પડશે કે કેમ એ અત્યારથી ન કહેવાય. પૈસાદાર માણસનો દીકરો એટલે કામ કરવાની ટેવ ન પણ હોય."

"એવો પૈસાદારનો છોકરો વળી કોણ છે?" તનમન પત્ર ઉપર નમી બોલી. "અરે, આ તો સુમિત્ર!" તેનાથી ન રહેવાયું. "આપણાં ભાભીના નાના ભાઈ! ઓત્તારી!"

"વિધિની ગતિ વિચિત્ર છે, બહેન!" તેની માતા બોલી. "લક્ષ્મીદેવીની ક્યારે અવકૃપા થશે તે કહી શકાય નહિ. નિર્વાહ માટે કામ કરતાં એને નાનમ નથી એ જ પ્રસંશાપાત્ર છે. એને આપણે ત્યાં જ રાખીશું ને?"

"ત્યારે એ બીજે ક્યાં જશે?" તેના પતિએ પૂછ્યું. "તે

આપણા કામ માટે આવે છે. વળી આપણા સગા પણ છે. આપણા આગલા ખંડ ક્યાં વપરાય છે? નકામા નોકરો પડી રહ્યા છે. એમાંનો એકાદ ખંડ એમને માટે તૈયાર કરાવો."

એમનાં પત્નીએ પાછળ જોયું પણ તનમન ત્યાં નહોતી. "હું ખંડની વાત કરતી નથી." તે બોલ્યાં. "ઘરમાં મોટી કન્યા રહી એટલે જ બધો વિચાર કરવો પડે. ગમે તેવા અજાણ્યાને કાંઈ ઘરમાં રખાય છે?"

"એટલા માટે જ યોગ્ય માણસ શોધતાં આટલો બધો વિલંબ થયો." વિનયકાંત બોલ્યા. "સુમિત્ર અજાણ્યો નથી. ગમે તે માણસને નોકરીએ રાખીએ એવો પણ એ નથી. વળી શ્રીમંત કુટુંબનો નબીરો છે. એક વખત એ કુટુંબ સોનાચાંદીનાં વાસણોમાં જમતું. વળી આપણી છોકરીનું ચોકઠું બેસે તો હું એને જરાય ખોટું માનીશ નહિ. એવો છોકરો શોધ્યો જડવાનો પણ ક્યાં છે? વળી કીકીને આપણી આંખથી દૂર પણ કરવી નહિ પડે."

"એને નજરથી દૂર કરવાના વિચારે તમારું હૃદય બંધ પડી જતું હશે!" તેમનાં પત્નીએ છણકો કર્યો. "દીકરી કાંઈ માબાપ પાસે જિંદગી સુધી પડી રહે નહિ. વળી દીકરી એમ રહે તે પણ ઠીક નહિ. છોકરી જન્મે ત્યારથી જ એને પરાયી કરવાની છે એ વાત આપણે ભૂલવી ન જોઈએ."

"આપણે પણ છોકરીઓને પારકે ઘેર જ વળાવી ને!" વિનયકાંત બોલ્યા. "છતાં ચોથીને વળાવ્યા સિવાય તને જંપ વળવાનો નથી. પછી આ ઘર ખાવા ધાશે ખાવા! વૃદ્ધ ને અપંગોના વસવાટ જેવું લાગશે. આ જગા માણસને રહેવા લાયક રહેશે નહિ. તને છોકરો પણ થયો નહિ, નહિ તો આ વૃદ્ધવયે પુત્રવધૂ સામે જોઈ આંખ ઠારત."

"એમાં મનુષ્યનો શો ઉપાય?" એમનાં પત્નીએ વિષાદભર્યું સ્મિત કર્યું. "મારે છોકરો નહોતો જોઈતો એવું તો નહોતું ને?"

"હવે એ વાત રહેવા દે. તારે ઓસરીમાં જવું છે કે ખંડમાં સૂઈ રહેવું છે ?"

"હું તો નાહતી વખતે જ ઊઠીશ. જાંઘ અત્યારે ખૂબ દુઃખે છે."

"ત્યારે હું જરા બગીચામાં બેસું." વિનયકાંત બોલ્યા. "સવારે ત્યાં જ ઠીક પડે છે. કીકી, ઓ કીકી !"

બાજુના ખંડમાંથી તનમન બહાર આવી: "બગીચામાં જવુ છે ને, પિતાજી ?"

"હા, બેટા !" તેના પિતાએ કહ્યું. "ચાલ."

તનમન એમની લાકડી લઈ આવી; ડાબો હાથ પકડી તેમને બગીચામાં લઈ ગઈ. "કોઈ ચોપડી લેતી આવું, બાપુજી ?" તેણે પૂછ્યું.

"ના, મારે હવે ચોપડીની શી જરૂર છે ? સવારમાં જ થોડું થોડું દેખાય ને તે પણ આછું. એટલે હું તો બાગમાં જ આંટા મારીશ. સાંજે તો મારાથી કાંઈ જ દેખાતું નથી. ત્યારે તું વાંચે ને હું સાંભળું તો ઠીક પડે."

બાપદીકરી બગીચામાં ગયાં. "આ બન્નેને તો હજી બાળક-વેડા જ સૂઝે છે." તનમનની માતા બોલી. "આટલી ઉંમરે તો હું એ છોકરાંની મા હતી."

વિનયકાંતનું મકાન અલ્હાબાદમાં 'સિવિલ લાઈન્સ'માં આવેલું હતું. ચોમેરે ફરતું વિશાળ કંપાઉન્ડ હતું. ઘરનાં બારણાં આગળ વિશાળ હરિયાળી જમીન હતી. પાછળ બગીચો હતો. એમાં ફૂલઝાડ હતાં ને શાકભાજી પણ વાવેલી હતી. વળી ફળાઉ ઝાડની વાડી પણ તેમાં બનાવેલી હતી. નજીકમાં એક પણ ગુજરાતી રહેતો નહોતો, એટલે તનમનને ખાસ એકલવાયું લાગતું. એમનું મકાન બંગલા-ઘાટનું હતું. ઈંટેરી દીવાલો ને નળિયાનું છાપરું હતું. અંદરની બાજુએ

સફેદ છત હતી એટલે એ તદ્દન સ્વચ્છ લાગતું. મકાનમાં ખંડ પણ ઘણા હતા. વિનયકાંતનું આખુંય કુટુંબ એકઠું થાય તોય કશી જ મુશ્કેલી પડે તેમ નહોતું. પરંતુ એની પરિણીત પુત્રીઓ અલ્હાબાદથી ઘણે દૂર રહેતી એટલે તેઓ ભાગ્યે જ પિયેર આવતી. આથી લગભગ આખું વર્ષ મકાનનો ઘણો ખરો ભાગ ખાલી જ પડી રહેતો. નોકરો પણ ઘણા હતા. એમને માટે પૂરતું કામ નહોતું ને તેમની ઉપર દેખરેખ રાખનાર પણ કોઈ નહોતું. દિવસનો ઘણો ભાગ તેઓ એકબીજા સાથે લડવામાં અગર તો ઊંઘવામાં ગાળતા. ગૃહિણી પથારીમાં પડી પડી ઘણીયે વાર તેમને ઘાંટા પાડતી, પરંતુ તેઓ સાંભળ્યું ન સાંભળ્યું કરતાં.

સુમિત્ર બપોરે આવી પહોંચ્યો. અગાઉ તેના પિતાના જીવતાં તેણે શોખની ખાતર બે વાર અલ્હાબાદની મુલાકાત લીધેલી એટલે તે પોતાના શેઠનું મકાન શોધી શકશે એવી તેને ખાતરી હતી, પરંતુ સદ્ભાગ્યે તેને એવી કોઈ પીડામાં પડવું પડ્યું નહિ. વિનયકાન્તના ડ્રાઈવરે એને એકદમ પિછાની લીધો. "સાહેબે તમારા માટે ગાડી મોકલી છે," તેની નજીક આવી તેણે ખબર આપી.

સુમિત્રે આવા ભાવભીના સ્વાગતની આશા રાખી નહોતી. ગમે તેવો તોય એ તેમનો નોકર હતો. એને માટે ગાડી મોકલવામાં ન આવી હોત તોપણ એને ખોટું લગાડવાનો હક્ક નહોતો. પરંતુ ગાડી આવી હતી એટલે એ તેમાં ચડી બેઠો.

વિનયકાન્તના બંગલે પહોંચતાં ઝાઝી વાર લાગી નહિ. એક સુંદર રાચરચીલાવાળા મકાનમાંના એક ખંડમાં તેને બેસાડવામાં આવ્યો. એનો સરસામાન પણ એ જ ખંડમાં ગોઠવી દેવાયો. પછી ડ્રાઈવરે શેઠને એના આગમનની ખબર આપી.

સુમિત્ર ખુરશી પર બેસી ચોમેર જોવા લાગ્યો. એનો ખંડ વિશાળ હતો. રાચરચીલું પણ મૂલ્યવાન હતું. દીવાલો પર ચિત્રો હતાં.

બારણા પર પડદા હતા. પરંતુ દરેક ચીજની બહુ દરકાર લેવાતી હોય તેમ જણાયું નહિ. બધું તદ્દન સ્વચ્છ પણ નહોતું. નોકરોની મરજી ઉપર છોડી દેવાયું હોય એમ સુમિત્રને લાગ્યું.

એક નોકર સુમિત્રને દીવાનખાનામાં લઈ ગયો. વિનયકાંત ત્યાં બેઠા હતા. સુમિત્રને તે આછો આછો જોઈ શક્યા. એમણે તેનો ભાવભર્યો સત્કાર કર્યોઃ “ આવ બેટા, બેસ ! તું તો મારા દીકરા જેવો છે ને દીકરા પેઠે જ તારે આ ઘરમાં રહેવાનું છે. એટલે આપણે વિવેકના રાહ પર ઝાઝા નહિ ચડીએ.”

સુમિત્રે તેમને વંદન કરી એક ખુરશી નજીક ખેંચી. “ તારા પિતાજી જીવતા હતા ત્યારે એકાદ બે વાર હું તારે ત્યાં આવેલો. ” વિનયકાંત બોલ્યા. “ તું તો તે વખતે ઘણો નાનો હતો એટલે હું કદાચ તને યાદ નહિ આવું. ”

સુમિત્ર એમને ભૂલી જ ગયો હતો છતાં સૌજન્યે એની પાસે હા પડાવીઃ “ ના, ના, હું તમને બિલકુલ ભૂલી ગયો નથી. તે વખતે હું છેક નાનો નહોતો. ”

“ હવે તારે મારો ધંધો ને ઘર સંભાળી લેવાનું છે. ” વિનયકાંત બોલ્યા. “ એની યોગ્ય વ્યવસ્થાનો ભાર હવે તારે માથે. હું હવે આંખથી ઝાઝું જોઈ શકતો નથી એટલે કશાની સંભાળ રાખી શકું તેમ નથી. મારી પુત્રીની તબિયત પણ ઠીક રહેતી નથી, એટલે ઘરકામમાં પણ કોઈ દેખરેખ રાખે તેવું નથી. મારાં પત્ની તો અપંગ જેવાં છે. ઘરમાં હું એક પછી એક નોકરો બદલું છું ને દુકાને પણ નવા નવા માણસો આવે છે, પરંતુ બધું જ અવ્યવસ્થિત ચાલે છે.”

સુમિત્ર શાન્ત રહ્યો. શું જવાબ આપવો તેની એને ગમ પડી નહિ. એને પોતાનામાં વિશ્વાસ આવતો નહોતો. આ અવ્યવસ્થામાં તે બધું રાગે શી રીતે પાડી શકશે એ તેને સમજાતું નહોતું. ઘરમાં કે ધંધામાં એ શી રીતે કામ કરશે તેનું એને ધ્યાન પહોંચતું નહોતું.

એટલામાં એક દાસી તેને અંદર બોલાવવા આવી: "બા તમને સ્નાન કરી નાસ્તો કરવા કહે છે. તમારે મોડું થશે."

"આવ્યો. અહીં ગુજરાતી નોકરો મળે છે?" સુમિત્રે વિનયકાંતને પૂછ્યું.

"ના, ગુજરાતી નોકર મેળવવો ઘણું જ મુશ્કેલ છે." વિનયકાંતે ઉત્તર દીધો. "આ બાઈને તો મોં–માગ્યો પગાર આપી હું મુંબાઈથી લેતો આવ્યો છું, છતાં તે રોજ 'જઉં, જઉં' કરે છે. મારાં પત્નીને અહીંના નોકરો ફાવતા નથી, એટલે ગમે તે મૂલ્યે એને રાખવી પડે છે. જા, હવે નાહીને નાસ્તો કર."

નાસ્તાથી પરવારી સુમિત્ર ફરી દીવાનખાનામાં ગયો. પરંતુ વિનયકાંત ત્યાં નહોતા. એને પણ આંખમાં ઘેન હતું. લાંબા પ્રવાસ પછી એ જરા આડો પડવા માગતો હતો, પરંતુ દાસી એને ગૃહિણી પાસે તેડી ગઈ.

સુમિત્ર અંદરના ઓરડામાં ગયો. વિનયકાંતનાં પત્ની આખો વખત પથારીવશ જ રહેતાં. અત્યારે પણ એ પથારીમાં જ હતાં. અપંગ હતાં એટલું જ નહિ પણ હવે તો એ વૃદ્ધ પણ બની ગયાં હતાં. એટલે સુમિત્ર જેવા યુવાનને એમની પાસે સંકોચ પામવાનું કાંઈ જ કારણ નહોતું. પલંગ આગળ એક કુમારિકા બેઠેલી હતી, તેથી સુમિત્ર જરા ગૂંચવાયો. એ તનમન હશે એવું તેણે કલ્પી લીધું. એક વાર તે મુંબઈના એક શ્રીમંતનો પુત્ર હતો એટલે શ્રીમંતોની ઘણીયે કુમારિકાઓ એની નજરે ચડી હતી. ઘણીખરી પોતાનાં આભૂષણોથી જ એનું ધ્યાન ખેંચતી. એ આભૂષણો હતાં એટલે તેમાં સોનું જ હશે એવું તેને કલ્પી લેવું પડતું, કારણ-કે માત્ર મીનો જ તેની દૃષ્ટિએ પડતો. બહારની ટાપટીપથી એ લોકો પોતાનું આંતરસ્વરૂપ સફાઈથી છુપાવી શકતાં. સુમિત્રે તનમન વિષે પણ આવી કાંઈક કલ્પના કરી હતી. પરંતુ અત્યારે તો તનમન

કોઈ જંગલના ગુલાબ જેવી ભાસી. એથી તેને આશ્ચર્ય થયું. તનમનની વય ઝાઝી નહોતી. એનાં નયનોમાંથી એવી તો નિર્દોષતા નીતરતી હતી કે સુમિત્રની શરમ આપોઆપ ઊડી ગઈ.

એ ગૃહિણીને વંદન કરવા જતો હતો, પરંતુ તે વચમાં જ બોલી ઊઠ્યાં: "એવા વિવેકની કશી જ જરૂર નથી. બેટા, તારાં વંદન વિના જ હું તને આશીર્વાદ આપું છું." પછી તેમણે પોતાની પુત્રી તરફ વળી તેની ઓળખાણ કરાવી. "આ મારી સૌથી નાની પુત્રી તનમન. અમે તો હજી એને કીકી જ કહીએ છીએ."

તનમન ઊભી થઈ. સુમિત્રને તેણે નમસ્કાર કર્યાં. "એ તો તારી નાની બહેન જેવી છે." ગૃહિણી બોલ્યા. "અમે છોકરીઓને મડમ બનાવવા માગતા નથી. એમને કેળવણી આપવી જોઈએ; પરંતુ આપણા રીતરિવાજ આપણે જવા દેવા ન જોઈએ."

તનમન ફરીથી પોતાની જગાએ ગોઠવાઈ ગઈ. એક ખુરશી પલંગ પાસે ખેંચી સુમિત્ર તેમની સાથે વાતે વળગ્યો.

: ૯ :

**સુમિત્રના** આગમનથી તનમન પોતાના અભ્યાસ માટે વધારે ઉત્સાહિત બની. સુમિત્ર ઑફિસમાં જતો ત્યાંસુધી તનમન પુસ્તકોને અડતી નહિ, પરંતુ જેવો તે પાછો વળતો કે તુરત જ તનમન એક યા બીજું બહાનું કાઢી, પુસ્તકો લઈ ત્યાં હાજર થઈ જતી. સવારે દરરોજ કલાક અભ્યાસ કરાવવાનું સુમિત્રને કહેવામાં આવ્યું હતું, પરંતુ થોડા દિવસ પછી તો સાંજે પણ અભ્યાસ શરૂ થઈ ગયો.

સુમિત્રે પ્રથમ તો તનમનથી દૂર રહેવા પ્રયત્ન કર્યો. ઉમરલાયક થયેલી અજાણી છોકરી સાથે જે સંકોચથી વાત કરાય તે રીતે એની સાથે વિવેકથી વાત કરવા લાગ્યો. પરંતુ વિનયકાંતનાં પત્નીએ એનો સંકોચ હસી કાઢચો: " આ તો તારી નાની બહેન જેવી છે. એની જોડે સંકોચ શો ? "

એટલે સુમિત્રને એ પ્રૌઢાનું કહ્યું માનવું પડયું. તનમન જોડે એક નજીકના સગા પેઠે એ વર્તવા લાગ્યો. એની વયની બીજી કોઈ પણ કુમારિકા જોડે એવી રીતે વર્તતાં એને મૂંઝવણ થઈ હોત, પરંતુ તનમન દંભી નહોતી. એને પ્રમદા લેખવાનું કાંઈ કારણ નહોતું. એની વયની સખીઓના સહચારવિહોણી તે એકલી ઊછરી હતી. વાતચીત ને વર્તનમાં એ છેક જ નાની બાલિકા જેવી લાગતી હતી.

ઑફિસથી પાછો ફરી સુમિત્ર નાસ્તા માટે મોં ધોતો હતો ત્યાં હાથમાં શેકસપિયરનું ' હેમ્લેટ ' નાટક લઈ તનમન બારણામાં

આવીને બોલીઃ " નાસ્તાથી પરવારી મને આ ફકરો સમજાવશો ? "

" જરૂર, " ટુવાલથી મોં લૂછતાં સુમિત્ર બોલ્યો. " આમ કરશો તો તમારા પિતાજી મને દંડો લઈ ઘરમાંથી બહાર હાંકી કાઢશે. "

" કંઈ કારણ ? " આશ્ચર્યથી નયન વિસ્ફારી તનમન બોલી.

સુમિત્ર ચા–નાસ્તા માટે ભોજનખંડમાં ગયો, ત્યાં તનમન પણ પહોંચી. " ડૉક્ટરોએ તમને સંપૂર્ણ આરામ લેવા કહ્યું છે. " સુમિત્રે તેને ઠપકો આપવા માંડ્યો, " ને તમે તો આખો દિવસ આ થોથાં લઈને જ આથડ્યા કરો છો. પરિણામે બધાં મને દોષ દેશે. બધાં કહેશે કે હું તમને સખત મજૂરી કરાવું છું. "

" હું મારી ઇચ્છાથી ભણું છું એ બધાં જાણે છે. " તનમન જરાય પાછી પડી નહિ. " સાચી વાત કહું તો આ રીતે રહેવાથી જ મને ઠીક લાગે છે. કામકાજ વિના નવરા બેસી રહેવાથી જ મારી તબિયત બગડે છે.

" સાંજે ફરવા જાઓ. બહેનપણીઓને મળવાનું રાખો. " સુમિત્રે સૂચના કરી.

" પ્રભુવિહોણા આ નિર્જન વનમાં મારે અસંખ્ય બહેનપણીઓ ખરી ને ? " તનમને છણકો કર્યો. " ચાર વર્ષની હતી ત્યારથી હું આ સ્થાનમાં રહું છું, પરંતુ એક પણ બહેનપણી કરવા હું સદ્‌ભાગી થઈ નથી. બાપુજી ધંધામાં પડ્યા હતા ને માતાજી બિમારીમાંથી ઊંચાં આવતાં નહિ, એટલે મને બહાર ફરવા પણ કોણ લઈ જાય ? મારી બહેનો હતી ત્યારે તો એમની સાથે વાર્તાવિનોદમાં મારા દિવસો પસાર થતા. ત્યાર પછી તો જાણે મને એકાંતવાસની જેલ મળી હોય એવું લાગે છે. "

" બા તમને બોલાવે છે. " એક દાસીએ આવી તનમનને કહ્યું.

તનમન પુસ્તકો લઈ અંદર ગઈ. તેને આમ એકદમ બોલાવી

લેવાઈ તેથી સુમિત્રને જરા વિચિત્ર લાગ્યું. તનમન સાથે એ વધારે પડતી છૂટ તો લેતો નહોતો ને ? એની માતાને ન ગમે એવું તો તેનું કાંઈ વર્તન નહોતું ને ? પરંતુ શરૂઆતથી જ તેણે તો અતડા રહેવાનો નિશ્ચય કર્યો હતો; ઊલટું તનમનની માતા જ એને અતડો ન રહેવા આગ્રહ કરી રહ્યાં હતાં.

ચા પી એ ઊભો થયો. ઑફિસનાં થોડાં કાગળિયાં લઈ એ વિનયકાંતને શોધવા નીકળ્યો. દરરોજ સાંજે વિનયકાંતને એ આખા દિવસના કામકાજથી માહિતગાર કરતો.

એક વિરામાસન પર પડ્યા પડ્યા વિનયકાંત હુક્કો ગગડાવતા હતા. એમના બાપના વખતથી હુક્કો વારસામાં ઊતરી આવ્યો હતો. સિગાર કે સિગરેટનું એમને વ્યસન વળગ્યું નહોતું. "અમીર ઉમરાવને હુક્કો જ શોભે ?" તે કહેતા. "બીડીઓ તો છોકરાં ફૂંકે."

અંધારું થવા આવ્યું હતું. વિનયકાંતથી જરા ઓછું દેખાતું. "આપને હિસાબ વાંચી સંભળાવું ?" સુમિત્રે પ્રશ્ન કર્યો.

"ના, બેટા !" હુક્કાની નળી દૂર કરતાં વૃદ્ધ બોલ્યા. "રોજ રોજ તારો હિસાબ લેવાનું શું કામ છે ? ખાસ અગત્યનું હોય એટલું જ મને કહેવું. હમણાં હમણાં મને વેપારધંધા પ્રત્યે અણગમો આવવા લાગ્યો છે. હવે તો આ બધાથી છૂટવાની ઇચ્છા થાય છે."

સુમિત્ર કાગળિયાં લઈ શાંત ઊભો રહ્યો. વિનયકાંત પરવાનગી આપે ત્યાંસુધી શું કરવું તેની એને ગમ પડી નહિ. વિનયકાંતે થોડી વાર શાંતિથી હુક્કો ગગડાવ્યો; છેવટે બોલ્યા: "એક ખુરસી લાવી નિરાંતે બેસ ને !"

સુમિત્રને ત્યાં બેસવું પડ્યું. એ અંધારા ખંડમાં આ અર્ધ અંધ વૃદ્ધ પુરુષ સાથે શી વાતચીત કરવી તેની સુમિત્રને સૂઝ પડી નહિ. છેવટે વિનયકાંતે જાતે જ વાત છેડી: "તનમન બહુ અભ્યાસમાં પડી છે, નહિ ? બીજા શિક્ષકોએ શિષ્યને પ્રોત્સાહન આપવું પડે :

જ્યારે તમારે એને વારવી પડશે. ડૉક્ટરોએ તો એનો અભ્યાસ મુકાવી દેવાનું કહ્યું હતું. એને બદલે એ તો વધારે મહેનત લેવા લાગી છે. એની તબિયત માટે એ ઠીક નથી."

સુમિત્રને આ વાત ઠીક ન લાગી. વાત આમ વળશે એવી તેને બીક હતી જ. તનમન વધારે મહેનત કરે તો એને એની સાથે વધારે સમય ગાળવો પડે એ હકીકત વડીલોથી અજાણી ન જ રહે.

"હા," વિનયકાંતને જવાબ દીધા વિના સુમિત્રનો છૂટકો થયો નહિ. "એ વધારે મહેનત કરે છે, પણ કોઈનું કહ્યું જ એ ક્યારે સાંભળે છે?"

"કેટલીક બાબતોમાં એ જિદ્દી છે ખરી." વૃદ્ધે અભિપ્રાય દાખવ્યો. "એ સૌથી નાની રહી એટલે જરા લાડમાં પણ ઊછરી છે. હવે એ કોઈનું કહ્યું કાને ધરતી નથી, પરંતુ તમે એને ધીમેથી હકીકત સમજાવશો તો એ કદાચ તમારું કહેવું માનશે."

"જરૂર, હું મારું બનતું કરીશ." કહી સુમિત્ર ખંડ બહાર વિદાય થયો.

પોતાના ખંડમાં દીવો સળગાવી એ પથારી પર પડ્યો. એના આગમનને ત્રણ અઠવાડિયાં વીતી ચૂક્યાં હતાં. જાણે પવનની પાંખે ચડી દિવસો ઊડી જતા હતા. એના કુટુંબની પાયમાલી પછી પહેલી જ વાર એણે આટલા દિવસો સુખશાંતિમાં ગાળ્યા. ઓફિસમાં એને સખત કામ કરવું પડતું. એના હાથ નીચેના માણસોને કડવાં સત્યો સંભળાવવાં પડતાં, છતાં એ સુખી હતો. વિનયકાંતના કુટુંબની સ્થિતિ વ્યવસ્થિત નહોતી. જોઈતી સગવડ પણ મળતી નહિ, છતાં સુમિત્રને તો કોઈ અજબ શાંતિ ને આનંદ સાંપડ્યાં. જીવનનિર્વાહ માટે એને કામ મળ્યું તેથી એને સંતોષ થયો. પેટનો ખાડો પૂરવા એને કોઈની આગળ ઓશિયાળો હાથ લંબાવવાનો રહ્યો નહિ એ વાત એને ખૂબ જ સુખકર બની રહી.

આટલા દિવસોથી આ ધન્ય ઘડીની એ વાટ જોઈ રહ્યો હતો, પરંતુ આજે જ પહેલી વાર એને થઈ આવ્યું કે આ સ્વાતંત્ર્ય ને સુખ ઉપરાંત એનાં આનંદ ને શાંતિ માટે બીજું જ એક કારણ હતું. એ વાતનો વિચાર આવતાં જ એણે પોતાની જાતને ઠપકો આપ્યો. એ ભાવનાઓ વધાવવા એ સર્જાયો નહોતો. એના માર્ગમાં ગુલાબ વેરાયલાં નહોતાં. ને તેય હજી તો એને એક જ નેમથી લાંબો પ્રવાસ ખેડવાનો હતો. એક યોગીની પેઠે જગતના આનંદો એણે વર્જ્ય ગણવાના હતા. બીજો વિચાર કરવો એ પણ ભયંકર દગાબાજી હતી. દરિયાપારના દેશમાં લદાયલું ઋણ એણે ફેડયે જ છૂટકો.

અલ્હાબાદમાં આવ્યા બાદ એણે રંગૂન પત્ર લખ્યો નહોતો. મુંબઈથી એણે એક વાર ગોપાલદાસને લખ્યું હતું. મુંબઈમાં એ નોકરી મેળવવા મથતો હતો એમ જણાવ્યું હતું. પહેલી તકે જ થોડાં નાણાં મોકલી આપવા એણે વચન આપ્યું હતું. એમની મારફતે એને કલ્યાણીની બાતમી મેળવવી હતી. ગોપાલદાસે પણ બનતું કરી છૂટવા ખાતરી આપી હતી.

પછી સુમિત્ર અલ્હાબાદ આવ્યો. નવાં વાતાવરણ ને વિચારોએ એના મગજમાંની જૂની પીડાઓ વિસારે પાડી હતી. આજે નકામા માણસ તરીકે એણે પોતાની જાતને ઠપકો આપ્યો. એવી મહાન કરુણ ઘટના મગજમાંથી વિસારી મૂકી ગુલાબી સ્વપ્નોમાં લીન બની જનાર મનુષ્ય જરા પણ માનને લાયક નહોતો. તાબડતોબ થોડાં નાણાં રંગૂન મોકલી આપવા એણે નિર્ણય કર્યો. પગાર પેટે થોડો ઉપાડ કરવામાં હવે તેને વાંધો નહોતો. વિનયકાંતે તો એને મરજી મુજબ ઉપાડ કરવાની સત્તા આપી હતી. આ પહેલાં પણ એ ગોપાલદાસને નાણાં મોકલી શક્યો હોત. આજે દિલમાં એણે બીજો પણ નિર્ણય કર્યો, પરંતુ એ નિર્ણયમાં એને પૂરતો વિશ્વાસ નહોતો. તનમનને રોજ સવારે બે કલાક ભણાવવા એ બંધાયલો હતો. એ

સિવાય એક ક્ષણ પણ તનમન સાથે ન ગાળવાનું એણે નક્કી કર્યું. તનમનને એ વાત ન ગમે તો સુમિત્ર પર ભારે કમનસીબી આવી પડે. પરંતુ એ પ્રલોભનથી એણે ખૂબ જ સાવચેત રહેવું ઘટે, નહિ તો એ પોતાનું ધ્યેય જરૂર ચૂકવાનો.

એ રાત્રે તનમન ફરીથી એની પાસે આવી નહિ. પોતાની સ્વેચ્છાથી એ આવી નહિ કે એની માતાએ ના પાડી તેની સુમિત્રને સમજ પડી નહિ. પોતાની પથારીમાં એ વિચારતંદ્રામાં પડ્યો જ રહ્યો. છેવટે થાકીને નિદ્રાધીન થઈ ગયો. કોઈએ એને જમવા ઉઠાડ્યો નહિ. નોકરોને એવી કોઈ વાતની પડી જ નહોતી.

બીજે દિવસે સવારે ચા પીતાં તનમનનું મોં ઘણું જ ગંભીર બની ગયેલું જણાયું. વિનયકાંત હાજર હોવાથી સુમિત્ર એની ગંભીરાઈનું કારણ પૂછી શક્યો નહિ.

વિનયકાંતે ચા પીતાં ઘણો સમય બગાડ્યો. ચશ્માં ચડાવી એમણે ટપાલ ને વર્તમાનપત્રો વાંચવા પ્રયત્ન કર્યો. પછી એમનો સેવક હુક્કો તૈયાર કરી એમના ખંડમાં દોરી ગયો. તનમન ને સુમિત્ર રોજ એમ જ એકલાં પડતાં, ને તનમન પુસ્તકો લાવી પોતાનો અભ્યાસ શરૂ કરતી.

"હવે નવરા પડ્યા કે હજી કાંઈ કામ બાકી છે?" બાપુજી ખંડ બહાર ગયા કે તનમને સુમિત્રને પ્રશ્ન કર્યો.

"મારે સવારે કશું જ કામ હોતું નથી એ તમે સારી પેઠે જાણો છો." સુમિત્રે ઉત્તર દીધો.

"મને શી ખબર?" તનમને મોં ફેરવી લીધું. "હું તમને ખૂબ જ પજવું છું. તમને તમારું કામ પણ કરવા દેતી નથી એવી તમારી ફરિયાદો આવી છે."

સુમિત્રે એની વાત હસી કાઢવા પ્રયત્ન કર્યો: "મેં તો કોઈનેય ફરિયાદ કરી નથી."

છતાં તનમને એના સામે જોયું નહિ. એનો અવાજ નૈસર્ગિક ન લાગ્યો: "તમે ફરિયાદ નહિ કરી હોય, છતાં મારે તો સાવચેત રહેવું ને! બધાંને એમ લાગે છે."

"એ વાત જવા દો." સુમિત્રે વાતને અટકાવી અભ્યાસની વાત છેડી. બીજે દિવસે તો આવી ઘણી ઘણી વાતો થતી, પરંતુ આજે અભ્યાસ સિવાય સુમિત્રે બીજી વાત છેડી નહિ. તનમન પણ એ જ રાહે વળી.

એ જ દિવસે થોડાં નાણાં ઉપાડી સુમિત્રે રંગૂન મોકલી આપ્યાં. ગમે તેમ કરી કલ્યાણીનો પત્તો મેળવવા એણે ગોપાલદાસને આગ્રહ કર્યો. જેટલા પૈસા વેરવા પડે તેટલા વેરવાની પણ એણે છૂટ આપી. એને ખરીદનાર પેલા જાડા મદ્રાસીનું સરનામું મેળવવાની જરૂર હતી. એ સિવાય કશી જ માહિતી મળે તેમ નહોતી. દર મહિને અર્ધો પગાર બચાવવા સુમિત્રે નિર્ધાર કર્યો. એને જેમ બને તેમ જલદી કલ્યાણીનો ઉદ્ધાર કરવો હતો. એ ઘડીએ એથી વધારે વિચાર એ કરી શક્યો નહિ.

તે દિવસે જાણીબૂજીને એ જરા મોડો ઘેર આવ્યો. તનમનને મળવાની ફુરસદ જ ન મળે તો નિરાંત. એથી ઉલ્લસવું કે દુ:ખી થવું તે જ એને સમજાતું નહોતું. એના ખંડમાં એ એકલો જ બેસી રહ્યો. ધીમે ધીમે સંધ્યાનાં અંધારાં ઊતર્યાં. દીવો સળગાવવાનું પણ એને ભાન રહ્યું નહિ.

એકાએક તનમન દ્વાર પર આવી ઊભેલી જણાઈ. "ભૂખમરાની હડતાળ પાડી છે કે શું?" તેણે રોષે ભરાઈ પૂછ્યું.

"ના, ભાઈ!" એના સ્વરમાં રોષનો થરકાટ જોઈ સુમિત્ર ચમકી ઊઠ્યો. "મારે ભૂખમરાની હડતાળ પર શા માટે જવું પડે? હજી હમણાં તો ભૂખમરાથી માંડ માંડ છૂટ્યો છું ત્યાં હાથે કરીને એ દશા ફરી ક્યાં માગી લઉં?"

તનમનની પાછળ એ ભોજનગૃહમાં ગયો. એ ખંડમાં બીજું કોઈ નહોતું. વિનયકાંત બગીચામાં ગયા હતા. એની માતા ભોજનખંડમાં કદી આવતાં નહિ; પોતાના શયનખંડમાં જ એ જમી લેતાં.

તનમને થાળી પીરસી પૂછ્યું: " ગઈ કાલે કેમ નહોતા જમ્યા ? "

" મારે ભૂખ્યા તો રહેવું નહોતું, " સુમિત્ર બોલ્યો. " પણ હું ઊંઘી ગયો. મને કોઈએ ઉઠાડ્યો હોત તો હું જરૂર જમી લેત. "

" એમ કે ? આ ઘરમાં જમવા ઉઠાડે એવું કોઈ નવરું હશે, ખરું ને ? " તનમને છણકો કર્યો. " ને તે પણ તમને ? આ લોકો તો કોઈનેય બોલાવે એવા નથી. આખું વર્ષ તમે ભૂખ્યા રહો તોપણ કોઈ પરવા કરે તેવું નથી. છતાં બધા મને આરામ લેવાની સલાહ આપી રહ્યા છે. આવી પરિસ્થિતિમાં કોઈ આરામ લઈ શકે ખરું ? "

સુમિત્રને જવાબ વાળવાની સમજ પડી નહિ. મૂંગા મૂંગા એણે થાળું પતાવી નાખ્યું.

: ૧૦ :

ધીમે ધીમે વિનયકાંતનો વેપાર સુમિત્રે સંભાળી લીધો. એના પિતાની ધંધાદારી આવડત જાણેઅજાણ્યે પણ સુમિત્રમાં ઊતરી. ધીમે ધીમે એને પોતાના કામમાં રસ પડવા લાગ્યો. આખોય ધંધો વધારે દ્રવ્યોપાર્જન કરતો થઈ જાય એવો બનાવી દેવાની એને પ્રેરણા થઈ. પરંતુ એની ધગશથી એના હાથ નીચેના માણસો ઊંચાનીચા થઈ ગયા. બધા જ બબડવા લાગ્યા, ટીકા કરવા માંડ્યા ને કેટલાકે તો અણગમો પણ દર્શાવ્યો. સુમિત્ર તેમનો અણમાનીતો મહેમાન થઈ પડ્યો. બધાંને એની ડખલ સાલવા લાગી. આ ઉહાપોહ એટલો તો તીવ્ર બન્યો કે છેવટે સુમિત્રને કાને પણ એ વાત પહોંચી.

પ્રથમ તો એ ઘણો જ નિરાશ બન્યો, પરંતુ દુનિયાની રીત-રસમોથી એ ક્યારનોય માહિતગાર બની ચૂક્યો હતો. ભલું કરનાર લોકો જેનું ભલું થતું હોય તેને જ પ્રથમ ગમતા નથી. પરંતુ વિનયકાંતની મનોદશા કેવી હતી તેનું માપ કાઢવાની એને જરૂર જણાઈ. તેમણે સુમિત્રને ધંધામાં સંપૂર્ણ સત્તા અર્પણ કરી હતી છતાં સુમિત્ર મૂળગત ફેરફારો કરે એ કદાચ તેમને ન પણ ગમે.

સાંજે ઘેર આવી એણે વિનયકાંતને મળવાની ઇચ્છા દર્શાવી. તે બાગમાં બેઠા હતા એવી તેને ખબર આપવામાં આવી. સુમિત્ર સીધો જ બગીચામાં ગયો. એક વિરામાસન પર વિનયકાંત આડા પડ્યા હતા. તેમની બાજુમાં એક સ્ટૂલ પર તનમન સિતાર લઈ

બેઠી હતી, અને પિતાને એ સંગીત સંભળાવતી હતી. એણે ઘેરા ભૂરા રંગની સાડી પહેરી હતી. એની સુવર્ણી કિનાર વિદ્યુતપ્રકાશ સમી ચમકતી હતી. એનો કેશકલાપ છૂટો હતો : સ્કંધ ઉપર પથરાઈ જમીન સુધી પહોંચતો હતો. એનાં નયનો કોઈ સ્વપ્નસેવી પેઠે ઢળેલાં હતાં—જાણે એ કશું જ દેખતાં નહોતાં. સંગીતમાં એ તદ્દન તલ્લીન બની ગઈ હતી. સુમિત્ર પણ ઘડીભર ધંધાની વાત ભૂલી ગયો. તનમન સામે જ એની દૃષ્ટિ સ્થિર બની ગઈ. પહેલી જ વાર એ તેને જોતો નહોતો, છતાં આજે તેને એ તદ્દન નવા જ સ્વરૂપે પરખાઈ. કેટલીક વાર એ નાનકડી કન્યા જેવી લાગતી—જાણે ઊગતી બાલિકા. કેટલીક વાર એનામાં પ્રૌઢાનું ડહાપણ ને ભાવના જણાતાં. સુમિત્રને એના સાચા સ્વરૂપની ગમ પડતી નહિ. તનમને પોતાનું ગીત પૂરું કરી સિતાર નીચે મૂક્યો ત્યારે જ સુમિત્રના આગમનની એને ખબર પડી. એના પિતા તો ઝોકે ચઢેલા હતા.

"બાપુજી, સુમિત્ર આવ્યા છે." તનમને તેના બાપુજીને હલાવી કહ્યું. એની બાએ સુમિત્રને મોટાભાઈ કહેવા સૂચવ્યું હતું, પરંતુ એ કદી મોટાભાઈ કહેતી નહિ.

વિનયકાંત ચમકીને બેઠા થયા: "ક્યાં છે ?"

સુમિત્ર તેમની નજીક આવ્યો. એક નોકર જરા દૂર બેઠો હતો, તે એને માટે ખુરશી લેવા દોડ્યો. "બેસ બેટા," વિનયકાંત બોલ્યા. "નાસ્તો કર્યો ?"

"ના," સુમિત્ર બોલ્યો. "હું ઑફિસેથી સીધો જ આપની પાસે આવ્યો છું. આજે રાત્રે થોડોક સમય મળશે ? તમારી જોડે મારે જરા વાત કરવી છે."

"રાત્રે શું કામ ?" વિનયકાંત બોલી ઊઠ્યા. "સારી વાત ન હોય તો સવારે જ કહેજે ને ! અત્યારે તું વાત કરીશ તો મને આખી રાત ઊંઘ નહિ આવે."

"એવું કશું ખરાબ નથી." ખુરશીમાંથી ઊઠતાં સુમિત્ર બોલ્યો. "હું સવારે જ એ વાત કરીશ."

"બીજું ગીત વગાડું, બાપુજી?" સુમિત્રના ગયા પછી તનમને વિવેક કર્યો.

વિનયકાંતને પણ હવે ઠીક નહોતું. "ના, બેટા! ચાલો, આપણે અંદર જઈએ. નકામી શરદી થઈ જશે."

"આજે શી રીતે શરદી થવાની છે?" તનમન હસી. "મને તો શરદીનું નામનિશાન પણ જણાતું નથી."

વિનયકાંત નોકરની મદદથી વિરામાસન પરથી ઊઠચા: "શરદીનું કાંઈ કહેવાય નહિ. ગ્રીષ્મમાં પણ શરદી લાગે છે ને ઇન્ફ્લુએન્ઝા થાય છે."

તનમન સિતાર લઈને પોતાના ખંડમાં ગઈ. સિતાર ખૂણામાં ટેકવી જરા શૂન્યદિલે ઊભી રહી. પછી પુસ્તક લઈ બેઠી, પણ તેને ચેન પડ્યું નહિ. પુસ્તક બંધ કરી તે ખંડમાંથી ધીમે ધીમે બહાર નીકળી. ભોજનગૃહ તરફ ગઈ તો સુમિત્ર ત્યાં નાસ્તો કરતો હતો.

"આજે ચા બરાબર છે કે ઠંડું પાણી જ પીઓ છો?" તેણે પૂછ્યું.

"બરાબર છે. આ લોકો પાસેથી શી રીતે વધારે સારી આશા રખાય?" સુમિત્રે ચા પીતાં પીતાં કહ્યું.

તનમને એક ખુરશી ખેંચી: "આ નોકરો કદાયે તૈયાર થવાના નહિ. એમના કામમાં ભલીવાર જ આવવાની નહિ. એમની પર દેખરેખ રાખવા એક જણ હમેશાં જોઈએ જ."

"તમે દેખરેખ રાખો ને!" સુમિત્રે સૂચન કર્યું. "તમારી તબિયત બગડી ત્યાર પહેલાં તમે દેખરેખ નહોતાં રાખતાં?"

"મને કશું આવડતું નથી ને!" તનમને છણકો કર્યો. "હું

બીજાની શી દેખરેખ રાખું ? શું શિખવાડું ? મેં કદીયે ઘર ચલાવ્યું નથી. એની મેળે ઘર ચાલતું. મારી ત્રીજી બહેન પરણી ત્યાંસુધી ઘરની બરાબર સંભાળ લેવાતી. તેને ઘરકામ ઘણું જ ગમતું. અમારામાં એ સૌથી હોશિયાર હતી."

સુમિત્ર એના અભિપ્રાય સાથે મળતો થયો નહિ, પરંતુ ખુલ્લા શબ્દોમાં એ તનમનને કશું જ કહી શકયો નહિ. નલિનને ત્યાં તનમનની બહેનોનો એને મુંબઈમાં પરિચય હતો. શ્રીમંત કુટુંબની બીજી તરુણીઓ જેવી જ તે હતી. એને કશો જ ફેર પરખાયો નહોતો. પરંત તનમન પર નજર પડતાં જ એને લાગ્યું હતું કે એ છોકરી તદ્દન જુદા પ્રકારની હતી. આ જગતમાં એવી તરુણીઓ વિરલ હતી. શેકસપિયર, કાલિદાસ કે એવા કલ્પનાગામીઓને જ એવી મૂર્તિઓ સાંપડે.

"માણસમાં ફેર હોય છે," સુમિત્રે તનમનને ઉત્તર વાળ્યો. "તમારે અભ્યાસ પાછળ ધ્યાન આપવાનું છે. તમારી બહેનોને એ પીડા નહોતી."

"ખરી વાત છે." તનમને કહ્યું. "મારી મોટી બહેન ચોથી ચોપડી ભણતી હતી ત્યારે એને પરણાવી દેવામાં આવી હતી. મારી માતાએ એનાં લગ્ન માટે ખૂબ જ ઉતાવળ કરી હતી. એના જીવનનો એને ભરૂસો નહોતો. કદાચ એક પણ છોકરીને કન્યાદાન દીધા સિવાય એ દેવલોક પામે તો ? મારી બીજી ને ત્રીજી બહેન મેટ્રિક સુધી પહોંચી, પણ એકકેય મેટ્રિકની પરીક્ષા પસાર કરી શકી નહિ."

સુમિત્રે કશો જવાબ વાળ્યો નહિ, પણ ઠંડી ચાનો બીજો પ્યાલો ભર્યો. "આવી ઠંડી ચા ભાવે કેમ ?" તનમને વાંધો ઉઠાવ્યો. "ફેંકી દો. હું ઊનું પાણી મંગાવું છું," કહી તેણે નોકરને હાંક મારી.

સુમિત્ર પ્યાલો પાછો લઈ બોલ્યો: "આટલું દૂધ, ચા ને ખાંડ નાખી દેવાનું મને ગમતું નથી. આ ક્ષણે જ આ જગતમાં એટલાં

બધાં મનુષ્યો છે કે જેમને ઠંડી ચાનો એક પ્યાલો પણ જીવતદાન આપી શકે તેમ છે."

"એમ વિચાર કરો તો થોડો સરખો ભાત પણ બહાર ફેંકી દેવો એ પાપ લેખાય." તનમન હસી.

"ખરી વાત. આપણા દેશમાં તો એના જેવું બીજું કોઈ પાપ નથી. "સુમિત્ર બોલ્યો.

એ ક્ષણે નોકર ગરમ પાણી લઈ આવ્યો. તનમને ચા–દાનીમાં ગરમ પાણી રેડયું. "તમને રંગૂનમાં બહુ દુઃખ પડયું હતું ?" તેણે પૂછ્યું.

"તમને કોણે કહ્યું ?" સુમિત્રે મનોભાવ દાબી રાખતાં સામો પ્રશ્ન કર્યો.

"મારી નાની ભાભી એવું કંઈક કહેતી." તનમને ઉત્તર દીધો.

સુમિત્ર ઘડીભર મૌન રહ્યો. "અવારનવાર દુઃખ આવે તો જ સારું. માણસો તેથી કસાય ને! તેમનામાં આત્મશ્રદ્ધા સ્ફુરે." સુમિત્રે ઉત્તર દીધો.

"કેવા વિચિત્ર માણસ છો ?" આશ્ચર્યભરી નજરે તનમન બોલી. "તમને દુઃખી થવું ગમે છે ? મને તો એવું બિલકુલ ગમતું નથી. મારાથી કદી દુઃખ સહન ન થાય."

"દુઃખ જોવાના દિવસો હજી તમારે આવ્યા નથી. હજી તો તમે ઘણાં નાનાં છો." સુમિત્ર હસ્યો.

"એમ ?" ગંભીર વદને તનમને ડોકું હલાવ્યું. "મારું દુઃખ હું વર્ણવી શકતી નથી. મારી બહેનો એક પછી એક વિદાય થઈ ત્યારે મારું દિલ ચિરાઈ ગયું હતું."

"એ તો ભૂતકાળની વાત થઈ." દયાભરી નજરે સુમિત્ર તનમન સામે જોઈ રહ્યો. "હવે તમારે કશું જ દુઃખ નહિ વેઠવું પડે."

"પણ બહેનોના વિરહથી જ લોકોને દુઃખ થાય છે એમ નથી;"

તનમન હસી. "બીજાં અનેક કારણોથી મારે દુ:ખ વેઠવું પડે."

"એમ બને ખરું," સુમિત્રને કબૂલ કરવું પડયું. "મનુષ્યજન્મ જ ખરાબ છે."

"મનુષ્યના દિલમાં પ્રભુએ પ્રેમ ન આપ્યો હોત તો તેમને આથી અર્ધું પણ દુ:ખ સહન કરવું ન પડત." ચમચાથી ચા હલાવતાં તનમન બોલી.

સુમિત્ર વિસ્મિત થઈ તનમન સામે જોઈ રહ્યો. આ વચનો નિર્દોષ બાળાનાં હતાં કે એમાં કાંઈક ઊંડાણ માપી શકાય તેમ હતું? એ શું કહેવા માગતી હતી? સુમિત્રે ઉત્તર આપવો કે વાત બદલવી? તનમનના મોં પરના ભાવો બિલકુલ બદલાયા નહોતા. એના દિલની વાત એના વદન પરથી કળવી મુશ્કેલ હતી.

"પ્રેમ એકલું દુ:ખ જ નથી આપતો," થોડી વાર પછી સુમિત્ર બોલ્યો. "એ સુખ પણ આપે છે. મનુષ્યના સુખ માટે જ પ્રભુએ પ્રેમ સર્જ્યો છે."

તનમને સંમતિ દર્શાવી. એ આગળ બોલી નહિ. સુમિત્રે પણ મૂંગા મૂંગા ચા પી લીધી.

"અત્યારે કાંઈ કામ છે?" તનમને પૂછ્યું.

"ના, જરાય નથી" સુમિત્રે ઉત્તર દીધો.

"આપણે થોડું વાંચીએ તો? મારો અંગ્રેજી અભ્યાસ ખૂબ જ કાચો છે."

"મારા જેટલું અંગ્રેજી તો તમને આવડે છે." સુમિત્ર બોલ્યો.

"એમ?" તનમન બોલી. "હું તો હજી જુનિયરમાં છું જ્યારે તમે એમ.એ. છો."

"ડીગ્રીઓની કાંઈ જ કિંમત નથી." સુમિત્રે કહ્યું. "આપણા દેશના ઘણા આગેવાનોએ વિદ્યાલયનું પગથિયું પણ દીઠું નહોતું."

"પણ તમે તો ગાંડી વાતો કરો છો," તનમન બોલી, "એ લોકો તો અપવાદરૂપ છે. હું તો સામાન્ય માણસોની વાતચીત કરું છું. બાકી મને શીખવવું ન હોય તો સાફ સાફ કહી દો ને!"

"ના, એવું છે જ નહિ. તમને ભણાવવું મને ગમે છે એ તો તમે સારી રીતે જાણો છો." સુમિત્ર બોલ્યો.

તનમન એક શબ્દ પણ બોલ્યા વિના બહાર ગઈ ને પુસ્તકો લઈ પાછી વળી.

અંગ્રેજીમાં તે વખતે જ્યોર્જ ઇલિયટ કૃત 'સિલાસ માર્નર' ચાલતી હતી. તનમને એ વાંચવા માંડી. "હું આવું લખી શકતી હોત તો કેવી મજા પડત?" થોડી વાર પછી તે બોલી.

"દરેક જણ લેખક બની જાત તો વાંચત કોણ?" સુમિત્રે વાતને રસ્તો આપ્યો.

"ને બધાય લખતા બંધ થઈ જાય તો લેખ લખાય જ નહિ." તનમને સામો ટપ્પો માર્યો.

"બરાબર છે," સુમિત્રે સ્પષ્ટતા કરી. "જો લખવાનું દિલ થાય તો દરેકે લખવું જ જોઈએ. તમને દિલ થયું હોય તો લખવા માંડો!"

"મારે ખરેખર, એક સુંદર નવલકથા લખવી છે;" તનમન બોલી. "પરંતુ મનુષ્યો ને સમાજનો મને ઘણો જ થોડો અનુભવ છે. મારા કુટુંબના માણસો સિવાય પરાયાના સંસર્ગમાં હું ભાગ્યે જ આવી છું. કદાચ મારા જેવા તમે એકલા જ હશો."

"તો મારી એક નવલકથા લખી કાઢો." સુમિત્રે કહ્યું. "મારો જીવન-ઇતિહાસ રસિક છે એટલે તમને બહુ જ સહેલું પડશે."

"પરંતુ મને તમારી બધી હકીકતની ક્યાં ખબર છે? હું તમને બરાબર ઓળખું છું પણ ક્યાં?" તનમન બોલી. "વળી તમારું

જીવન અધુ'ં જ થયું છે. મારે મારી વાતનો અંત કેવી રીતે લાવવો ? '

"તમને જેમ ઠીક લાગે તેમ અંત આણજો." સુમિત્રે હસતાં હસતાં કહ્યું.

"પણ મને વાતો લખતાં ક્યાં આવડે છે ?" થોડી વાર રહી તનમન બોલી. તેનાં અંગો પર વીજળીનો કે કશાકનો પ્રકાશ છવાઇ રહ્યો હોય તેમ લાગ્યું.

"ત્યારે લેખક કેવી રીતે થવાશે ?" સુમિત્રે પૂછ્યું. "મનુષ્ય પર જે સુખદુઃખ પડી શકે તેની કલ્પના કરતાં તમને આવડવી જોઈએ."

"કાલ્પનિક વ્યક્તિઓ માટે કાલ્પનિક વસ્તુઓ હું કલ્પી શકું છું," તનમન બોલી. "પરંતુ મારી જાણીતી વ્યક્તિઓ પર દુઃખ પડે એ હું કલ્પી શકતી નથી."

"ત્યારે મારી વાત રહેવા દો." સુમિત્ર બોલ્યો. "હું ન હોઉં ત્યારે લખજો. ત્યારે તમારે કલ્પના નહિ કરવી પડે. મારા જીવનના પૂર્વ ભાગની કેટલીક હકીકતો તમે જાણતાં નથી. હું એ બધું તમારે માટે લખી મૂકીશ."

તનમન પેન્સિલ ઘડતી હતી ને સુમિત્ર બોલ્યે જતો હતો. એકાએક ચપ્પુ ટેબલ પર પડી ગયું. સુમિત્ર ચમક્યો. તનમનના નેત્રમાં અશ્રુ જોઈ અજબ થયો. એનો હાથ ધ્રૂજતો હતો.

"શું થયું, તનમન ?" તેણે ગભરાઈને પૂછ્યું.

"એવું કેમ બોલો છો ?" ધ્રૂજતા સ્વરે તનમન બોલી.

સુમિત્ર જરા મૂંઝાયો. પછી એનું દિલ પણ ધડકવા લાગ્યું. એના આખા અંગમાં કોઈ નવી જ ભાવના પ્રસરી રહી. "વાતોમાં ઘણું ઘણું બોલાઈ જાય," છેવટે સુમિત્રે કહ્યું. "એથી તમારે આમ મૂંઝાવું ન જોઈએ."

તનમને ઉત્તર ન દીધો. પુસ્તકો લઈ તે ખંડ બહાર ગઈ, ને

માત્ર એટલું જ બોલી શકી: "આજે વાંચવું નથી."

સુમિત્ર પોતાના ખંડમાં ગયો ને પથારીમાં પડ્યો. કયું અજાણ્યું બંધન એના શરીર ને આત્મા પર વીંટળાતું જતું હતું? એમાંથી એ શી રીતે છટકી શકે? એને મુક્તિ જોઈતી હતી? એના જીવનમાંથી તનમન સરી જાય તો એ સુખી થઈ શકે? એ વિચારે જ એનું દિલ ભારે બની જતું હતું. એ માર્ગે એનું સુખ નહોતું.

બીજી સવારે વિનયકાન્તને સુમિત્રે દુકાનની બધી જ હકીકત કહી. બને એટલું સાચવી એણે વાત કરી છતાં તે એથી રોષે ભરાયા સિવાય ન રહ્યા. "એ બદમાસોને હાંકી કાઢ," તે બોલ્યા. "આપણે એકેયની જરૂર નથી. મારું ખાઈ મારું જ ખોદવા બેઠા છે. ચોરી કરતાં ફાવતું નથી એટલે અસંતોષ વ્યક્ત કરે છે. હું એમને સમજી લઈશ. તું ફિકર કરીશ નહિ."

: ૧૧ :

**વિ**નયકાંતે પોતાનું વચન પાળ્યું. બીજે જ દિવસે સવારે તેઓ લાકડીને ટેકે દુકાને પહોંચ્યા. સુમિત્રને ઘણી જ મૂંઝવણ થતી હતી, પરંતુ માલિકને એ દુકાનમાં આવતાં તે ના કેમ કહી શકે? બીજા માણસો એના વિષે શું વિચાર કરશે એ તે બરાબર સમજી શકતો હતો. એને અકળામણ થઈ, પરંતુ ખરી હકીકત છુપાવવા એ કશું જ કરી શક્યો નહિ. બીજાને શિક્ષા કરાવવા એણે વિનયકાંતને બોલાવ્યા નહોતા, પરંતુ બધા જ માણસો એમ માન્યા વિના રહેવાના નહોતા. એણે દુકાનની સત્ય પરિસ્થિતિની માહિતી એ વૃદ્ધને આપી એટલો એનો દોષ ખરો.

વૃદ્ધે દુકાનમાં પ્રવેશ કર્યો એટલે સુમિત્ર બહાનું કાઢી બહાર ચાલ્યો ગયો; અગત્યની બીના નહોતી છતાંય વકીલોને મળવા નીકળી પડ્યો. વિનયકાન્ત પોતાના માણસોને ભાષણ આપે તે વખતે દુકાને થોભવું એને ગમ્યું જ નહિ. વિનયકાન્તની રજા લેવા પણ એ રોકાયો નહિ.

એ પેઢી પર પાછો ફર્યો ત્યારે વિનયકાન્ત વિદાય થઈ ગયા હતા. દુકાનમાં કામ કરતાં માણસોનાં પડી ગયેલાં મોઢાં જોઈ એમને શું કહેવામાં આવ્યું હશે તે એ કળી ગયો. વિનયકાન્તનું આગમન નકામું ન ગયું. દરેક જણ સુમિત્ર પ્રત્યે માનભરી રીતે વર્તવા લાગ્યા. એવા વધારે પડતા માનની એને જરૂર પણ નહોતી.

સુમિત્રે ટપાલના પત્રો ઉથલાવવા માંડ્યા. એક પરબીડિયા પર રંગૂનની છાપ જોઈ એ ચમક્યો. હવે બેચેની કેમ? એના માનસનો પલટો થતો હતો કે શું? અત્યાર સુધી તો રંગૂનનો પત્ર જોવા માટે એ આતુર બની રહ્યો હતો. હવે એનો ડર શાથી? એના અસ્થિર મગજને આમ ગમે તેમ ઘૂમવા દેવાય?

પરંતુ પત્ર આવ્યો એટલે વાંચ્યા વિના છૂટકો ન હતો. જરા બેચેનીથી એણે પરબીડિયું ફોડ્યું. એ પત્ર ગોપાલદાસનો હતો. સુમિત્રે મોકલેલાં નાણાં એને પહોંચ્યાં હતાં. કલ્યાણીની ખબર મેળવવા એણે ઘણી વાર એનાં સગાંની મુલાકાત લીધી હતી, એટલે હવે નાણાંનો લાભ થવાનો હોઈ તેઓ જરા પલળ્યા જણાતા હતા. કલ્યાણીની બાતમી મેળવવાની આશા પડી હતી. પેલી વૃદ્ધા માસી બધામાં ખૂબ જ ચાલાક હતી. જરા જેટલી બાતમી પણ હાથમાં નાણાં પડ્યા સિવાય એના હોઠ બહાર નીકળતી નહિ, પરંતુ એના વરથી વિલંબ સહન થતો નહોતો. એક દિવસે તે ગોપાલદાસને ઘેર જ પહોંચ્યો. એક રૂપિયો લઈ કલ્યાણીનું વસઈનું સરનામું આપ્યું. ગોપાલદાસે જાતે વસઈ જઈ કલ્યાણીની ખબર કાઢી આવવા ઇરાદો કર્યો હતો.

સુમિત્રે એ પત્ર ખાનામાં મૂકી દીધો. થોડી વાર સ્તબ્ધ બની બેસી રહ્યો. મોઢા આગળ કામનો ઢગલો થવા લાગ્યો. સુમિત્રનું દિલ ક્યાંય ભમતું હતું. અત્યારના વાતાવરણમાં એ પાછું વળી જ શક્યું નહિ; કામ કરવામાં એનું દિલ ચોંટ્યું જ નહિ.

પરંતુ એક અગત્યના ગ્રાહકના આગમને એની તંદ્રા ઉરાડી દીધી. એને પરાણે કામે લાગવું પડ્યું એટલે એના દિલનો ભાર જરા હળવો થયો, છતાં એનું દિલ શાન્ત પડ્યું નહિ. એને ખૂબ જ બેચેની લાગવા માંડી. એને કામ છોડી ઘેર જવાનું દિલ થયું. એને કયું તત્ત્વ ઘેર આકર્ષી રહ્યું હતું? એની તૃષા કોણ છિપાવશે? એનો નિશ્ચય ધૂળ મળી જશે કે શું? મનોભાવ સામે થઈ શકે નહિ એવો એ નિર્માલ્ય બની ગયો હતો? ચારિત્ર્યબલનું એને હમેશાં ગુમાન હતું.

પરંતુ એમાં જ એ શિથિલ બન્યો હતો ? એનું જીવન અન્યના ગુલામી બંધનમાં જકડાઈ ગયું હતું. કલ્યાણીએ એને માટે પોતાની જાત વેચી હતી. એ જીવન હવે બીજાને સમર્પાય કેવી રીતે ? માનવ-વચનોની કેવી નિર્માલ્યતા ! જેમ જેમ સુમિત્ર આત્મવંચના કરતો ગયો તેમ તેમ એના દિલનો ધુંધવાટ વધતો ગયો. એ કૃતઘ્ની બને એમાં શું ? બીજાના બલિદાનનો ગુલામ બને ? અમાનુષી બને તેની એને પરવા નહોતી. એના દિલને રુંધતી મોહક ભાવનામાંથી એને છુટકારો મેળવવો નહોતો.

સાંજ સુધી એ દુકાને બેસી શક્યો નહિ. ગમે તે બહાનાં કાઢી એણે પોતાનું મન મનાવ્યું. પેઢી બંધ થતાં સુધી બેસવા જેટલી એની તબિયત ઠીક નહોતી. જેમ તેમ એણે પોતાનું કામ આટોપી લીધું. આજે તે ઘણો વહેલો ઘેર જવા ઊભો થયો. હજી એને લેવા મોટર પણ આવી નહોતી. એક ભાડાની ગાડીમાં તે ચડી બેઠો, અને ઘર તરફ હંકારવા ગાડીવાનને સૂચના કરી.

હજી ચાર પણ વાગ્યા નહોતા. ઘેર બધાં શું કરતાં હશે તેનો પણ એને ખ્યાલ નહોતો. તનમન શું કરતી હશે ? ક્યાં બેઠી હશે ? સાંજે બહાર નીકળવાની તૈયારી કરતી હશે ? અભ્યાસમાં તો નહિ પડી હોય ? એવા વિચારોમાં જ તે પોતાના ખંડમાં ગયો.

પરંતુ બારણા આગળ જ એ થંભી ગયો. તનમન એના ખંડમાં જ બેઠી હતી. સુમિત્ર કામ કરવા બેસતો એ જ ખુરશી પર તે બેઠી હતી. એણે સામેના ટેબલ પર મસ્તક નાખી દીધું હતું. એનો વિસ્તીર્ણ કેશકલાપ આખા ટેબલ પર પથરાઈ છેક જમીનને ચૂમી રહ્યો હતો. એ જાગતી હતી કે ઊંઘી ગઈ હતી તેનીય સુમિત્રને પહેલાં તો સમજ ન પડી.

એક ક્ષણભર તે શાન્ત ઊભો રહ્યો. પછી ધીમેથી તેણે સાદ દીધો: “ તનમન ! ”

તનમને ઊંચું જોયું. એ જરાય મૂંઝાયલી જણાઈ નહિ. એનાં નયન ચમકી ઊઠ્યાં.

સુમિત્ર એની પડખે આવી ઊભો રહ્યો: "અહીં શું કરે છે, તનમન ? શું વાંચતી હતી ?"

તનમને નકારમાં મસ્તક ધુણાવ્યું: "હું તો તમારો ખંડ સાફ કરવા આવી હતી, પરંતુ મને જરા બેચેની લાગી એટલે અહીં આરામ લેવા બેઠી."

સુમિત્ર પલંગ પર બેઠો: "તમે રોજ મારો ખંડ સાફ કરવા આવો છો ?"

"ત્યારે બીજું કોઈ કરી જતું હશે ?" તનમને સ્મિત કર્યું. "તમારો ખંડ આપોઆપ સ્વચ્છ બની જતો હશે, નહિ ?"

સુમિત્રે પણ જરા અકળામણભર્યું સ્મિત કર્યું: "પુરુષો સ્વભાવે જ બેદરકાર હોય છે. ખંડ સાફ રહે છે કે નહિ તેની જ મેં પરવા કરી નથી."

"તમારે માટે મહેનત લેવી જ નકામી;" તનમને છણકો કર્યો. "તમને કશી જ કદર નથી. પહેલેથી જ હું એ જાણતી હતી."

સુમિત્ર અહીં જ એ વાત પડતી મૂકી શક્યો હોત, પરંતુ આજે એનામાં કોઈ ગજબ હિંમત આવી ગઈ હતી. એણે ન કરવું જોઈએ એવું બધું જ કરવા આજે એ તલપાપડ થઈ રહ્યો હતો. "ત્યારે આ મહેનત લે છે શું કામ ?" એણે વાત આગળ લંબાવી.

"કારણકે મારે મહેનત કરવી છે" તનમને ઉત્તર દીધો.

"પણ શા માટે ?" સુમિત્રે ફરી પૂછ્યું.

"એની મને ખબર નથી." તનમને લાચારી દાખવી. "તમારો ખંડ સાફસૂફ ન રહે એ મને ગમતું નથી. તમારું કામ કરે એવું અહીં કોઈ નથી, એ વિચારે મને ઘણું લાગી આવે છે."

સુમિત્રે મોં ફેરવી લીધું. "ખરી વાત છે. આ જગતમાં મારું કોઈ નથી."

"તમારી બહેન છે ને ?" લાંબો સમય તાકી રહી તનમન બોલી.

"હા, બહેન છે ખરી." સુમિત્રે સ્મિત કરવા પ્રયત્ન કર્યો. "એનું અસ્તિત્વ જ હું લગભગ વીસરી ગયો છું. અમે પત્રવ્યવહાર પણ ક્યાં કરીએ છીએ ?"

"કેમ નથી કરતા ?" તનમને પૂછ્યું. "એ અપંગ પડી છે ત્યારે તમારે એને પત્ર લખવો જ જોઈએ. એની તબિયતના સમાચાર પુછાવવા જ જોઈએ. તમારા કુટુંબમાં હવે તમારા બે સિવાય કોઈ રહ્યું નથી, એટલે તમારી આ બેદરકારી એને કદાચ પુષ્કળ સાલતી હશે. એનું પણ બીજું કોણ છે ?"

"એમ કેમ વળી ?" સુમિત્ર બોલ્યો. "એના પતિ એની સાથે જ છે ને !"

"હા, એના પતિ તો છે," જરાક ગૂંચવાઈ તનમને આગળ ચલાવ્યું. "પણ એના કુટુંબનું તો કોઈ નહિ ને ?"

"ખરી વાત." સુમિત્રે કહ્યું. "સગાંવહાલાંને પત્ર લખવાની ટેવ જ હું વીસરી ગયો છું. અનિલે મને એક બે પત્રો લખેલા, પરંતુ મેં એકેવાર તેનો પ્રત્યુત્તર વાળેલો નહિ. નલિને એમને મારી ખબર આપી હશે ને !"

"પુરુષો બધા એવા જ હોય છે." તનમને ડહાપણની વાત માંડી. "સ્ત્રીઓ સગાંવહાલાં માટે મરી પડે. દસ પત્રોનો એક જ જવાબ આવે તોય તેઓ પોતાનું ધનભાગ્ય માને."

"તમને ભારે અનુભવ જણાય છે." સુમિત્રે કહ્યું. "આ બધો અનુભવ તમે મેળવ્યો શી રીતે ? તમારી બહેનની વાતો સાંભળી ને ?"

"એવું જ કાંઈક !" તનમને ઉત્તર દીધો. "મને પણ ભગવાને

આંખો આપી છે. મારી ચોમેર બનતા બનાવો હું જોઈ શકું છું ને સમજું પણ છું. લોકોનું વર્તન મારી લક્ષ બહાર નથી હોતું. તમે પુરુષો અર્પણ કરતાં સ્વીકારમાં વધુ માનો છો, એ વસ્તુ મારા ધ્યાન બહાર નથી."

સુમિત્ર જવાબ આપવા જતો હતો પરંતુ તે ગમ ખાઈ ગયો. એના દોષારોપણનો તનમનને ઉત્તર જોઈતો હતો? પરંતુ સચોટ ઉત્તર આપવાનો એને કોઈ હક્ક નહોતો. તો પછી તનમનના શબ્દોનો અર્થ શો હતો? સુમિત્રને એ કોણ સમજાવે? એને માટે તનમને કેટલું સ્વાર્પણ કર્યું હતું એ સુમિત્ર જાણતો નહોતો, પરંતુ પોતે તો દિલ ને દેહ બન્નેનું તેને સમર્પણ કરી ચૂક્યો હતો. કેવો મૂર્ખ!!! એ ભાવના હવે છૂપી રહી શકે તેમ નહોતી. એનાં રોમેરોમ તનમનને પોકારી ઊઠતાં હતાં. એ છુપાવ્યું કેમ છુપાશે એ તેને સમજાતું નહોતું. પ્રેમ પ્રકાશ જેવો છે; એ છૂપ્યો છુપાવી શકાતો નથી."

એના મૌનથી તનમન જરા વિકળતા અનુભવતી હતી, એટલે પૂછ્યું: "મારા પર રોષ ચઢ્યો કે શું?"

"મને શાનો રોષ ચઢે?" સુમિત્રે સામો પ્રશ્ન કર્યો.

"દરેક માણસો એક જ જાતનાં હોતાં નથી." પોતાની ટીકા નરમ બનાવતાં તનમન બોલી. "પુરુષોનો તો મને પોતાને ઘણો જ થોડો અનુભવ છે. બીજા પુરુષોમાં તમે અપવાદ હો એ પણ સંભવિત છે."

"હું કેવા પ્રકારનો પુરુષ છું એ પ્રભુ તમને કદીયે ન સમજાવે." સુમિત્રના સ્વરમાં ભાવનાભરી વિવશતા હતી. પોતાની જાતમાં એને વિશ્વાસ રહ્યો નહિ, તેથી એ બહાર ચાલ્યો ગયો.

એના દિલમાં મંડાયલા તોફાનની તનમનને ગમ પડી નહિ. એની દૃષ્ટિ સાથે તનમને દૃષ્ટિ મિલાવી. તનમને જે ત્યાં જોયું તેથી એને સંતોષ થયો. એને વધારે જાણવાની જરૂર નહોતી. વિદાય થતી

આકૃતિનું પાન કરતી એ ત્યાં જ બેસી રહી.

એક કલાક પછી તેઓ નાસ્તો લેવા ભેગાં થયાં. તનમનનું વદન ગંભીર ને સોહામણું હતું. એ મુખમંડળ પર કોઈ પણ પ્રકારની છાયા ઊતરી નહોતી. દર સંધ્યાએ એ સાચવીને પોશાક સજતી. આજે પણ એણે સંભાળભરી રીતે વસ્ત્રો પહેર્યાં હતાં. સુમિત્રે બધી જ કલ્પના કરી લીધી હશે? એ વચનો ઉચ્ચારાયાં ત્યારે એમાં ખાસ તત્ત્વ નહોતું? સાદા શબ્દોનો સુમિત્રે ઊંડો અર્થ તો કર્યો નહોતો ને? પોતાના દિલની અનૈસર્ગિક અકળામણનું તો એ પરિણામ નહોતું ને? તનમનનો એ સામાન્ય સાથી જ હતો? એનો આખો દેહ કકળી ઊઠતો હતોઃ 'એમ નહિ: એમ નહિ.' એનાથી એ સહન થતું નહિ. એણે સર્વસ્વ સમર્પિત કર્યું હતું. એને સર્વસ્વનો સ્વીકાર કરવો હતો. એક ભિખારીને ભિક્ષાદાન અપાય એટલાથી એને સંતોષ થાય તેમ નહોતો. એને તો તનમનનાં દિલ, દેહ ને આત્મા—સર્વસ્વની જરૂર હતી. એ પ્રાપ્ત કર્યા વિના એની ભૂખ ફીટે તેમ નહોતી. એ આદર્શ ચૂક્યો હતો. એણે મર્યાદાની હદ ઓળંગી હતી, છતાં એને બિલકુલ પશ્ચાત્તાપ થતો નહોતો.

વિનયકાંત એનું વિષણ્ણ વદન પારખી ગયા. "કેમ! ઠીક નથી, બેટા?" તેમણે આતુરતાથી પૂછ્યું. "આજે વહેલો ઘેર કેમ આવ્યો?"

"હા, જરાક એવું જ લાગ્યું." જરા ગૂંચવાઈ સુમિત્રે ઉત્તર દીધો.

"તનમન, જરા જો તો! એને તાવ તો નથી ને!" જરા ચિંતાતુર બની વિનયકાંત બોલી ઊઠ્યા. "જા. થરમૉમિટર લઈ આવ. તારી બાના ખંડમાં છે. આજકાલના છોકરાઓને પોતાની તબિયતની પરવા જ હોતી નથી. કામ કરવા માંડ્યું એટલે કામ, કામ ને કામ; તબિયતનો વિચાર કરે જ નહિ."

સુમિત્ર કાંઈ પણ બોલે તે પહેલાં તો તનમન ખંડ બહાર

ગઈ. એની નજરમાં પણ ચિંતા તરવરી રહી. સુમિત્ર તો ઘણી જ વિચિત્ર દશામાં મુકાયો. પોતાની બેચેની માટે તેણે એક હરફ પણ ઉચ્ચારવો જોઈતો નહોતો. પરંતુ ઘેર વહેલા આવવા માટે એ બીજું કાંઈ કારણ આપી શકે તેમ પણ નહોતો.

"અમે પણ એક વાર તારા જેવા જ હતા," વિનયકાંતે આગળ ચલાવ્યું. "તેનું જ ફળ અત્યારે ભોગવીએ છીએ. પ્રથમથી સંભાળ લીધી હોત તો આમ આંખો ખોવાનો વખત ન આવત. મારી પત્ની જુઓ. એ બિલકુલ અશક્ત બની ગઈ ત્યાંસુધી પોતાના દુઃખની એણે કોઈને સમજ પણ પડવા દીધી નહોતી. લોકો એમ માને છે કે મનુષ્યનું શરીર ગમે તે સહન કરી શકે, પરંતુ એ સાચી વાત નથી. તમારે શરીરની બરાબર સંભાળ લેવી જ જોઈએ, નહિ તો શરીર ભાગી પડે."

એ જ ક્ષણે તનમન પાછી આવી: "થરમોમિટર બાના ખંડમાં નથી, પિતાજી."

"ફિકર નહિ" સુમિત્રે એકદમ ઉત્તર દીધો. "થરમોમિટરની બિલકુલ જરૂર નથી. મને તાવ નથી."

વિનયકાંતે હાથ લંબાવી સુમિત્રની નાડી જોવા માંડી: "તારી નાડી ઝડપથી ચાલે છે. શરદી તો નથી થઈ ને? તારો ઘાંટો પણ ભારે લાગે છે?"

બિમારીનું એક પણ ચિહ્ન નહોતું એમ કહેવું એ પણ મૂર્ખતા હતી. પોતે જાતે તો થોડી વાર પહેલાં બેચેનીની ફરિયાદ કરી હતી, એટલે પોતાનો ઘાંટો ભારે થયો હતો એટલું કબૂલ કર્યા વિના છૂટકો થયો નહિ.

"કદાચ ઇન્ફ્લુએન્ઝા થાય." વિનયકાંત બોલી ઊઠયા. "જરાય બહાર જઈશ નહિ. ચા પી તારા ખંડમાં જ ભરાઈ જા. તનમન! જરા ગરમ પાણી ને 'ગ્લાઇકોથીમોલિન' એના ખંડમાં લઈ જા. એણે

કોગળા કરવા જોઈએ. ઘરમાં ‘ સિનેમોન ઇસેન્સ ’ હોય તો એનાં પણ વીસ ટીપાં આપજે.”

સુમિત્રને પોતાના ખંડમાં ભરાઈ બેસવું પડ્યું, નહિ તો વિનયકાંતની સૂચનાઓની ઝડી થંભત જ નહિ. ઑફિસનું કામ છોડવા માટે એણે દંડ વેઠવો જ જોઈએ.

દવાઓ લઈ તનમન પણ આવી પહોંચી. ગરમ પાણી પણ એ લાવી હતી. ઘેર વહેલા આવવા બદલ એને ઇનામ મળતું હતું એમ હવે સુમિત્રને લાગ્યું. એ ગંભીર બિમાર પડી ગયો છે એવો ઢોંગ કરે તો તનમન એની સેવામાં વધારે રોકાય એમાં સંશય જ નહોતો, પરંતુ એમ કરતાં સુમિત્રને શરમ આવી.

## : ૧૨ :

**પોતે** તનમનને ચાહતો હતો એ વાત હવે કબૂલ કર્યા સિવાય સુમિત્રને છૂટકો થયો નહિ, પરંતુ એથી એના દિલનું તોફાન શમ્યું નહિ. "હવે શું ?" એ પ્રશ્ન જ એને મૂંઝવી રહ્યો. એણે કયો માર્ગ લેવો ? સ્નેહપાશ સ્વીકારી લઈ એણે પોતાની તમામ ભાવિ યોજનાઓનો ત્યાગ કરવો ? કેટલો વિનિપાત ? વિનિપાતની કલ્પનાથી પણ એ દૂર ભાગતો. જરા પણ મનની મજબૂતી દાખવ્યા સિવાય સર્વસ્વ આમ સરી જવા દેવું ? કલ્યાણીને સમૂળગી વિસારી મૂકવી પડે ? કલ્યાણીએ સુમિત્રમાં સંપૂર્ણ વિશ્વાસ મૂક્યો હતો. એને માટે ગજબ બલિદાન આપ્યું હતું. તનમન સાથે સુખી ઘર માંડવું હોય તો એ બધી વાતો સુમિત્ર વીસરી જવી જોઈએ. સુમિત્ર એવો અમાનુષી બની શકે ? ત્યારે તો સૌજન્યનું અસ્તિત્વ જ મીટી જાય ! તો એ તનમનને લાયક શી રીતે ? એનાથી પોતાનું દિલ છુપાવે ને આમ એના પતિપદે સ્થપાઈ એને છેતરે ? દિલ માગે એ વસ્તુ આમ આણી દે ? આમ તનમનને પ્રાપ્ત કરી એ કદી સુખી થઈ શકે ? અસંભવ. કોઈ પણ દિવસે એની વાત પકડાઈ ગયા સિવાય રહે જ નહિ. ત્યારે એની શી દશા ?

તનમન આગળ દિલ ખોલી બધી જ વાત કરી એની સલાહ માગે તો ? એવું સાહસ કરવાનું એનું જિગર નહોતું. એનું દિલ જાણ્યા પહેલાં તો અવશ્ય પોતે તનમનને ચાહતો હતો, એવી જ રીતે તનમન

એને ચાહે છે એટલું જાણ્યા પહેલાં તો એ પોતાનું દિલ ખોલી જ શકે નહિ. તનમનથી કશું જ છુપાવવું અસંભવિત હતું. એકબીજાને સંપૂર્ણ રીતે પિછાન્યા પછી જ તેઓ એક થઈ શકે. પરંતુ તનમનને પૂછ્યા સિવાય એ તેને ચાહે છે કે નહિ તેની સુમિત્રને શી રીતે સમજ પડે? જ્યારે સુમિત્ર એના શાન્ત વદન તરફ નજર કરતો, કોઈ અગમ્ય તેજે ચમકતાં એનાં નયનો જોતો, ત્યારે એનો કંઠ રુંધાઈ જતો. જૂની રૂઢિના પૂજક વિનયકાંતની એ મદદ મેળવી શકે તેમ નહોતો. તનમન જેવી છોકરી માટે એના પિતાની સહાય માગવી એ પણ સુમિત્રને વિચિત્ર લાગ્યું. એને માત્ર પત્ની જોઈતી નહોતી. વિનયકાંતના જમાઈ થવાની પણ એને અધીરાઈ નહોતી. એને તો તનમન જોઈતી હતી. વળી એ જાતે ફક્ત આવી ન મળે ત્યાંસુધી બીજા કોઈ દ્વારા એ તેને સ્વીકારે તેમ પણ હતો નહિ.

એણે વિચારો કર્યા જ કર્યા. વિચારોમાં એ લગભગ ઘેલો બની ગયો. પરંતુ એને એક પણ માર્ગ જડ્યો નહિ. વિનયકાંત એની તબિયત પર ભાષણ કરતા હતા. હવે તનમને પણ કહેવા માંડ્યું. સુમિત્રની તબિયત માટે તનમનની ચિંતા વધી ગઈ. સુમિત્ર પેઢી પર જવા તૈયારી કરતો હતો ત્યાં તનમને આવીને કહ્યું: "આજે ઓફિસે જવાની જરૂર નથી."

"કારણ?" સુમિત્રે આશ્ચર્ય વ્યક્ત કર્યું.

"દર્પણમાં જરા જુઓ એટલે તમારા પ્રશ્નનો જવાબ આપોઆપ મળી જશે." તનમને ઉત્તર દીધો.

સુમિત્રે દર્પણમાં જોયા વગર જવાબ આપ્યો: "મને જરાક બેચેની લાગે છે, તેથી તમને એમ લાગતું હશે, પરંતુ એટલામાં હું પેઢી પર જવાનું માંડી વાળું?"

"તમે ખૂબ જ બિમાર લાગો છો." તનમન બોલી. "આરામથી તમને ફાયદો થાય તેમ હોય તો તમારે આરામ લેવો જ જોઈએ.

તમે વધારે માંદા પડી જાઓ તો પેઢીની શી દશા થાય એ પણ તમારે વિચારવું જોઈએ."

"એ વાત જાણે ઠીક," સુમિત્રે ઉત્તર દીધો. "પણ હું અહીં કામ કરવા આવ્યો છું. તમારા પિતાએ આખો ધંધો મારે હસ્તક મૂકી દીધો છે. એટલે આવા નજીવા બહાના નીચે હું કામકાજ ઉવેખી શકું નહિ."

તનમનનું વદન અનૈસર્ગિક રીતે વિષણ્ણ બની ગયું: "પણ આ નજીવું બહાનું નથી. તમારી તબિયતની તમારે વધારે કાળજી રાખવી જોઈએ. તમે વધારે બિમાર પડી જાઓ ત્યાંસુધી તમારે ખેંચવું છે? અમારા કુટુંબની જ વાત ભૂલી ગયા? એ લોકો કરતાં તમારે વધારે કાળજી રાખવી જોઈએ. પેઢી પર એક બે દિવસ નહિ જાઓ તો બાપુજી તમને ઠપકો નહિ આપે!"

સુમિત્ર અકળાયો—તનમનના શબ્દો કરતાં એનાં નયનોમાંથી નીતરતા ભાવથી. કેવી અજબ છોકરી! કોઈ વાર એ ડહાપણ ભરી પ્રૌઢા જેવી લાગતી. બીજી જ ક્ષણે એ નિર્દોષ બાલિકા જેવી ભાસતી. સત્ય સ્વરૂપે એ કેવી હશે?

"તમારું કહ્યું ઉથાપવું મારે માટે અશક્ય છે," સુમિત્ર છેવટે બોલ્યો. "પરંતુ તમારે તમારા બાપુજીને સમજાવવું પડશે."

"જરૂર, એ કામ મારું!" તનમન એકદમ બોલી ઊઠી. એના વદન પર તેજ છવાયું. "તમને ઘેર રોકી રાખું છું એટલે એ બધી જવાબદારી મારી."

"એવી જવાબદારી હંમેશ માટે લઈ શકીશ, તનમન?" એકાએક સુમિત્રે પ્રશ્ન કર્યો.

તનમને વિચિત્ર રીતે મૌન સેવ્યું. થોડી વાર પછી તેણે મસ્તક ઊંચું કરી સુમિત્ર સામે ધારીને જોયું. એનાં નયનોમાંથી તેજના ફુવારા ઊડતા હતા: "જરૂર, તમે એ કાર્ય મને સોંપશો તો!"

સુમિત્ર ખુરશી પરથી બેઠો થઈ ગયો અને તનમનની ખુરશી

નજીક જઈ કંપતા સ્વરે પૂછ્યું: "તમારા શબ્દોનો અર્થ સમજો છો?"

"હા, બરાબર!" તનમને ઉત્તર દીધો. "ઘણા વખત પહેલાંથી મેં એ સઘળો વિચાર કરી લીધો છે."

સુમિત્રે પોતાના બન્ને હાથમાં તનમનનો હાથ પકડી લીધો. કોઈ આવી પહોંચી એમના રંગમાં ભંગ પાડશે એ બીના પણ તે ઘડીભર વીસરી ગયાં. તનમન ઊભી થઈ ગઈ.

"મારે શું કહેવું છે એ કદાચ તું ક્યારનીય સમજી ચૂકી હોઈશ, છતાં હું એ સ્પષ્ટ કરવા પ્રયત્ન કરીશ. આપણા બન્ને વચ્ચે કોઈ પણ પ્રકારનો પડદો રહે તે હું ઇચ્છતો નથી. તારે માટે હું કેટલો નાલાયક છું એ તું જાણતી નથી. એ તને કહેવા મારું જિગર પણ ચાલતું નથી. છતાં તું તારી સ્વતંત્ર ઇચ્છાથી મને સ્વીકારી શકશે?"

તનમને દૃષ્ટિ હઠાવી લીધી. "જરૂર," તે ધીમે સ્વરે બોલી. "હું પણ તમારે માટે લાયક નથી."

સુમિત્ર હવે ઝાઝી વાર સંયમ રાખી શક્યો નહિ. એણે હાથ લંબાવી તનમનને એક આલિંગન દીધું. "તું મારે માટે નાલાયક?" એના કપોલપ્રદેશે ભાવભર્યું ચુંબન કરતાં તે બોલ્યો. "આ જગતમાં કોઈ એવો પુરુષ નથી કે જેને માટે તું નાલાયક હોઉં. મારા લોભને હદ નથી તેથી જ હું તને મારી કરવા માગું છું; બાકી હું તો તારી ચરણરજ લેવા પણ લાયક નથી."

"ના, ના!" તનમને ડ્રુસકું ખાતાં પોતાનું મસ્તક સુમિત્રની છાતીમાં છુપાવી દીધું.

સુમિત્રે એનું વદન ઊંચું કર્યું. અશ્રુભર્યા ગાલ પર ફરી ચુંબન કરી તે બોલ્યો: "ભલે, હવે એ વાતની ચર્ચા કરવાની કાંઈ જરૂર નથી. હવે શાન્ત થઈ જા. મારે તારા બાપુને બધી જ વાત કહેવી જોઈએ."

તનમને અશ્રુ લોહી નાખ્યાં. સુમિત્રના આલિંગનથી તે છૂટી પડી ને બોલીઃ "જરૂર! બાપુજી ને બાને તમારે આ બધી વાત કહેવી જ જોઈએ."

"તારા બાપુજી અત્યારે ક્યાં હશે?" સુમિત્રે પૂછ્યું.

"કદાચ શયનખંડમાં હશે." તનમન બોલી.

"તું આવે છે કે હું એકલો જાઉં?" તેણે ફરી પૂછ્યું.

તનમને લજ્જાથી મોં ફેરવી લઈને કહ્યું: "તમે એકલા જ જાઓ ને!"

"ભલે," સુમિત્રે સ્મિત કર્યું. "તું અહીં મારી વાટ જોતી ઊભી રહે."

"ના, હું મારા ખંડમાં જાઉં છું." તનમન બોલી. "બાપુજી બોલાવશે તો આવીશ," કહી તે વિદાય થઈ.

વિનયકાંતની આગળ વાત કેમ છેડવી તે સુમિત્રને સમજાયું નહિ. એણે ખૂબ વિચાર કર્યો, પરંતુ એને યોગ્ય શબ્દો જડચા નહિ. છેવટે કોઈ પણ પ્રકારના નિર્ણય પર આવ્યા સિવાય જ તે વિનયકાંત પાસે ગયો. ભાવિ એણે કુદરતના હાથમાં જ મૂકી દીધું.

વિનયકાંતના ખંડ તરફ પ્રયાણ કરી તે દ્વાર આગળ થંભ્યો. વિનયકાંત લહેરથી હુક્કો ગગડાવતા હતા. બારણા આગળ કોઈ ઊભું છે એવી તેમને ભ્રાંતિ થઈ એટલે પૂછ્યું: "કોણ?"

"હું, સુમિત્ર!" જવાબ મળ્યો.

"આવને બેટા, અંદર આવ ને!" વિનયકાંત બોલી ઊઠચા. "હમણાં જ તનમન કહેતી હતી કે તને ઠીક નથી. પેઢી પર જવાને બદલે તું ઘેર રહી આરામ લે એવો તેનો આગ્રહ હતો. તું ઘેર રહેજે. થોડા દિવસ પેઢી પર નહિ જાય તો શી હરકત આવવાની છે? પેલો લાલજી બદમાસ છે, પણ પેઢીના કામથી સંપૂર્ણ માહિતગાર છે.

છેલ્લાં વીસ વર્ષથી એ પેઢી સંભાળે છે. થોડા દિવસ એ નભાવી લેશે."

સુમિત્ર અંદર આવ્યો. એક નેતરની ખુરશી વૃદ્ધ નજીક ખેંચી બેઠો. "હા, આજે હું પેઢી પર જવાનો નથી." તેણે વાતની શરૂઆત તો કરી, પણ પછી શું કહેવું એ તેને સમજાયું નહિ.

વિનયકાંતની આંખે ઓછું દેખાતું, પણ એમની કલ્પનાશક્તિ કાંઈ ઓસરી ગઈ નહોતી. જીવનભર એ અનેક મનુષ્યોના પરિચયમાં આવ્યા હતા. સુમિત્રના વર્તનનો ભેદ માપતાં એમને વાર લાગી નહિ. "તારે કાંઈ કહેવું છે?" તેમણે પૂછ્યું. "પેઢીમાં કાંઈ બીજો વાંધો આવ્યો છે? તે દિવસે બધાને મેં ખૂબ લઈ નાખ્યા હતા."

"ના, ના, પેઢીમાં કશી જ હરકત નથી." સુમિત્રે ખુલાસો કર્યો. "મારે તો તમને મારી વાત કહેવાની છે."

"તારી વાત કહેવાની કાંઈ જ જરૂર નથી." ડહાપણથી માથું ધુણાવી વિનયકાંત બોલ્યા. "હું તારી વાત સમજી ગયો છું. તારા જેવા માટે સો રૂપિયા પગાર પૂરતો નથી. આવતે મહિનેથી તારો પગાર બસો કરવાનો મેં ક્યારનોય નિર્ણય કરી રાખ્યો છે. આજના જમાનામાં સો રૂપરડીનો શો હિસાબ? એ તો તમે એકલા છો એટલે આટલી વાર નભ્યું. લગ્ન કર્યું હોય તો ખર્ચ કેટલુંયે વધી જાય!"

"એ માટે તમને ફાવે તેમ કરજો." સુમિત્રે જરા શરમાઈને કહ્યું. "હું મારા પગારની વાત કરવા નહોતો આવ્યો, પરંતુ હું તો મારા ગુનાનો એકરાર કરવા આવ્યો હતો. તમને પૂછ્યા વિના જે પગલું મારે ન ભરવું જોઈએ એ હું ભરી બેઠો છું. તનમન માટેની મારી ભાવના મેં એની આગળ વ્યક્ત કરી છે. એણે મારો સ્વીકાર કર્યો છે. મેં ખોટું કર્યું છે એમ આપને લાગતું હોય તો મને ક્ષમા કરશો. હું તમારા આશીર્વાદ માગવા આવ્યો છું."

વિનયકાંત આ ઓચિંતા પ્રસ્તાવથી જરા અકળાયેલા દેખાયા, પણ એમણે હુક્કો છોડયો નહિ. થોડી વારે નાક મારફત ધૂણી કાઢી

તે બોલ્યા: "મારો તને આશીર્વાદ છે. બેટા! તમે બન્ને સુખી થાઓ. તનમન બહુ જ ભલી છોકરી છે. એની માતાની ચાલુ બિમારીથી અમે એને બરાબર કેળવી શક્યા નથી. અમારી બીજી છોકરીઓ જેવી એ હોશિયાર નથી."

સુમિત્ર ખૂબ જ ભાવનાશીલ બની ગયો. વિનયકાંતના આ શબ્દો એને ખૂબ જ વિચિત્ર લાગ્યા, પણ વૃદ્ધજનની હાજરીમાં એ હસી શક્યો નહિ. એ વિનયકાંતને પગે લાગ્યો: "હું બા પાસે જાઉં કે આપ વાત કરી દેશો?"

"હું જ વાત કરી લઈશ, બેટા!" વિનયકાંત બોલ્યા. "બૈરાંની ગત તું ન જાણે. જરા જેવી વાતમાં એ નાહક બૂમાબૂમ કરી મૂકે. કુટુંબ, સંસ્કાર, કેળવણી વગેરે માટે તો કાંઈ જ બોલાય એમ નથી, પણ બૈરાં પૈસા સામું વધારે જુએ. પૈસા આગળ બીજું બધું જ એમને તુચ્છ લાગે. તારા બાપુજી જીવતા હોત તો કશો જ સવાલ નહોતો. મારાં પત્ની કદાચ વાંધો ઉઠાવે તો ખોટું લગાડીશ નહિ. હું એને સમજાવી લઈશ."

"મને શાનું ખોટું લાગે?" સુમિત્રે નમ્રતાથી જવાબ આપ્યો. "એમને વિરોધ કરવાનો સંપૂર્ણ હક્ક છે. હું કોઈ પણ રીતે તમારી પુત્રીને લાયક નથી." એકાએક એણે પાછળ કોઈનાં પગલાં સાંભળ્યાં. એણે પાછું જોયું તો તનમન ત્યાં ઊભી હતી. એનાં નયનમાં અશ્રુ તરી આવતાં જોઈ સુમિત્ર પોતાનું વાક્ય ગળી ગયો.

સુમિત્રે એને અંદર આવવા ઇશારત કરી. તે અંદર આવી; વૃદ્ધને પગે લાગી તેમના ખોળામાં પોતાનું મસ્તક નાખી દીધું. વિનયકાંતે હુક્કો બાજુએ મૂકી દીકરીને વહાલસોયું આલિંગન દીધું. એનું આંસુભીનું કપોલ પસવારી પૂછવા લાગ્યા: "આમ રડે છે શું કરવા? બેટા! તું સુખી થા એવો મારો તને આશીર્વાદ છે. દક્ષની ઉમા પેઠે તું મારા ઘરની જ્યોતિ છું. તારી ભલાઈના પરિણામે જ તને શંકર

જેવો પતિ મળ્યો છે."

સુમિત્ર શાંતિથી બધું જોઈ રહ્યો. વૃદ્ધ એને કેટલો ઓછો જાણતા હતા? એના દિલમાં વિષાદ ઊભરાયો. ક્યાં શંકર ને ક્યાં પોતે? શંકર જેવા પતિ બનવાનું એનું સદ્ભાગ્ય ક્યાંથી? માત્ર ગરીબાઈમાં જ એ પોતાની જાતને મહાન શંકર સાથે સરખાવી શકે તેમ હતું; શંકરનો બીજો કોઈ ગુણ એનામાં નહોતો. સુમિત્રે આદર્શ છોડ્યો હતો, સૌજન્ય છોડ્યું હતું; સ્વમાન ભૂલ્યો હતો. વિનયકાંત એને છોકરી દેવા તૈયાર થયા હતા, પરંતુ એનું સાચું સ્વરૂપ તે પિછાનતા નહોતા. એવા સંપૂર્ણ વિશ્વાસને સુમિત્ર લાયક હતો? એ તનમનને સાચા દિલથી ચાહતો હતો, પરંતુ એને ચાહવાનો એને શો હક્ક હતો? એ માનવતાવિહોણો હતો એટલું જ નહિ, પણ કાયર હતો. તનમનને પણ બધી વાત કહેતાં એનું મન માન્યું નહોતું. દગાબાજી ને જુઠ્ઠાણાથી એણે પોતાને જોઈતું મેળવવા પ્રયાસ આદર્યો હતો. પોતાની ઊણપ કબૂલ કરવાનું એનામાં જિગર નહોતું. એમ કરવા ભવિષ્યમાં પણ એનું દિલ ચાલે તેમ નહોતું.

વિનયકાંત પોતાની ખુરશીમાંથી ઊભા થયાઃ "જરા ઊભા રહે, હું તારી બાને વાત કરી આવું. જરાય મૂંઝાઈશ નહિ. બેટા, બધું જ સારું થશે." અને ચંપલ પહેરી તે ખંડ બહાર ગયા.

તનમન ને સુમિત્ર ઊભા થઈ ગયાં. તનમન તેની પાસે આવીઃ "તમે આવું કેમ બોલ્યા કરો છો?"

"હું એ ભૂલી શકતો નથી. તનમન! એ ભયંકર સત્ય છે." સુમિત્રે એના વાળ પસવારતાં કહ્યું.

તનમનનાં નયનમાં ફરી અશ્રુ ઊભરાયાં. સુમિત્રે એને બાથમાં લીધીઃ "રડીશ નહિ. તારાં આંસુ હું જોઈ શકતો નથી. મારી નાલાયકી માટે હવે હું એક હરફ પણ ઉચ્ચારીશ નહિ; બાકી મારી નાલાયકી એક પ્રભુ જ જાણે છે."

તનમન આંસુના પડદા પાછળ પણ સ્મિત વેરી રહી. એની બાથમાં જ એની અંગૂલીઓ સાથે રમતી તે ઊભી રહી. છૂટા થવા એણે જરાય પ્રયત્ન કર્યો નહિ.

થોડી વાર પછી સુમિત્રે એને છૂટી કરી: "જરા ઑફિસે જઈ આવું; હવે મને સંપૂર્ણ આરામ થઈ ગયો છે."

તનમને એનો હાથ દાબ્યો: "ના, તમને આરામ નથી થયો. સંપૂર્ણ આરામ ન થાય ત્યાંસુધી હું તમને જવા દેનાર નથી."

"એને તો બહુ વાર લાગશે." સુમિત્રે ટકોર કરી. "એને માટે તો મુહૂર્ત જોવું પડશે: પુરોહિત તેડાવવો પડશે."

: ૧૩ :

**દીકરીના** સંબંધની વાત સાંભળી તનમનની માતા બહુ ખુશી થઈ નહિ, પરંતુ એણે તોફાન પણ મચાવ્યું નહિ. થોડી વાર મૌન રહી ગંભીર વદને તે બોલ્યાં: "જમાઈ બીજા જેવો ન મળ્યો. એને નથી ઘરબાર કે નથી સગાંવહાલાં. આપણે લમણે જ લખાયલો રહેશે."

"તેમાં વાંધો શો ?" પતિએ પત્નીનો ખુલાસો માગ્યો. "એ ભલે આપણી સાથે રહેતો. આપણે દીકરો નથી. બીજી દીકરીઓને તો જાણે આપણી સાથે કાંઈ સંબંધ જ નથી. એ લોકો એવાં તો ઘમંડી બની ગયાં છે કે એમનાં માબાપ મરવા પડે તોય તેઓ સામે જોવાની ફુરસદ મેળવે એવાં નથી. એ જ માર્ગે તનમન પણ જાય તો આપણા ઘડપણમાં આપણી સંભાળ કોણ રાખશે ?"

"તમારે એવા સ્વાર્થી ન બનવું જોઈએ." પત્નીએ એકદમ પતિને જવાબ વાળ્યો. "મારી દીકરીઓ ભલે જીવનભર એમને ઘેર રહે. આપણી સંભાળ નહિ લે તેની પરવા નથી. આપણે હવે કેટલા દિવસ કાઢવા છે ? આપણે કાંઈ અમરપટો લખાવી આવ્યાં નથી. દીકરી તો જન્મથી જ પારકી લેખાય."

"બૈરક બુદ્ધિ એમ જ કહે." વિનયકાંતને જરા રોષ ચઢ્યો. "તારા દરેક જમાઈ માટે મેં સોળ સોળ હજાર રૂપિયા ખર્ચ્યા છે, એનો એ લોકોએ શો બદલો વાળ્યો છે ? એ લોકો શ્રીમંત હશે

પણ એકેમાં સુમિત્ર જેવી સંસ્કૃતિ, કુલિનતા કે ચારિત્ર્ય નથી. આજે સુમિત્ર ગરીબ છે. એના બાપ જીવતા નથી, નહિ તો તારા જમાઈ જેવા પાંચસો તો એણે નોકરો રાખ્યા હોત. આપણે ઝાઝું કેમ નહિ જીવીએ? મારાં બા નવ્વાણું વર્ષ જીવ્યા હતાં. મારા કાકા હજીયે જીવે છે. આપણા જમાઈની સુખસગવડ ખાતર આપણે અપંગાશ્રમમાં જઈ રહેવું? દીકરીઓ દીકરા પેઠે માબાપનાં સંતાન નથી? આપણાં તરફ એમની કાંઈ જ ફરજ નથી?"

પત્નીએ તુચ્છકારથી મોં મરડયું: "હવે મને નકામા પજવો નહિ. તમે બાપ–દીકરીએ બધું નક્કી કર્યું છે એટલે મારાં વચને કાંઈ વાત વંકી જવાની નથી. મારી વાત સાંભળે છે પણ કોણ? હું તો જાણે લાકડાની પૂતળી. પણ હવે એ વાત જવા દો. આપણે લગ્નની તૈયારીઓ કરવી જોઈએ. છોકરાને કોઈ સગું નથી. હું પથારીવશ છું. તમારી આંખે દેખાતું નથી. આપણે દીકરી–જમાઈને તેડવા જોઈએ. એમણે બધું સંભાળી લેવું જોઈએ."

"હા, હા, જરૂર!" વિનયકાંત પ્રોત્સાહિત થયા. "જાણે તારા અમૂલ્ય જમાઈઓ આવશે નહિ તો તણખલું પણ ફરકશે નહિ. 'જીવતો હાથી લાખનો; મરે ત્યારે સવા લાખનો,' એ કહેવત યાદ છે ને? હું આંખે દેખતો નથી, છતાં કેવી સંપૂર્ણતાથી બધું કાર્ય પતવી નાખું છું એ જોજે! સુમિત્રના કુટુંબ માટે પણ તું ભૂલ ખાય છે. એનાં માબાપ નહિ હોય, પણ એનાં સગાંવહાલાંની કાંઈ ખોટ નથી. આપણા અનિલની પત્ની એની બહેન થાય, ને એ જીવતીજાગતી બેઠી છે."

"હા, પણ સ્વિટ્ઝર્લેન્ડમાં!" તેમનાં પત્નીએ ટકોર કરી. "આ લગ્નમાં તે શી રીતે આવશે? એની માંદગી એનો પીછો કયાં છોડે છે? એને બીજાં સગાંવહાલાં હોય તો તેમને ખબર આપવી જોઈએ. તમારે કોઈને ન લખવું હોય તો ન લખજો; મારે તો મારી દીકરી

ને જમાઈ એને બોલાવવા જ પડશે. ગમે તેવું તોય ટાણું કહેવાય. જમાઈ એને છાંડીને કશું થતું હશે ?"

"તારી મરજી પડે એમ કરજે." નાખુશી દાખવતા વિનયકાંત બોલ્યા. 'તને સારાંનરસાંનો ભેદ જ ક્યારે છે ?" બોલી તે ખંડ બહાર નીકળી ગયા.

સુમિત્ર જતો રહ્યો હતો, છતાં તનમન હજી વિનયકાંતના ખંડમાં જ બેઠી હતી. "તારી બા પાસે જા !" એને જોઈ વિનયકાંત બોલ્યા. તનમન માતાની લાડકી હતી. એની આગળ એની માતાનો વિરોધ એક ક્ષણ પણ ટકતો નહિ.

તનમન એની માતા પાસે જઈ પગે લાગી. તેમણે એને છાતી સરસી ચાંપી. એને રડવું આવી ગયું. એના રુદનની હકીકત આખા ઘરમાં પ્રસરી ગઈ. દાસીએ તો જાણે શંખ જ ફૂંક્યો. બધા નોકરો શયનખંડ આગળ ટોળે વળ્યા. શુભ પ્રસંગની બક્ષિસ માગવા લાગ્યા. સુમિત્ર એકલો તેના ખંડમાં બેઠો હતો. આ હર્ષાવેગ માપવા તે પ્રયત્ન કરી રહ્યો હતો.

આખો દિવસ એ ઘરમાં ભરાઈ રહ્યો, છતાં એને તનમનનાં એક વાર પણ એકાંતમાં દર્શન થયાં નહિ. અનેક બહાનાં કાઢી એની માતાએ એને પોતાની પાસે રાખી. જાણે તનમન નવવધૂ નહોતી, પરંતુ બીજા કોઈના લગ્નની તૈયારી કરનાર ગૃહિણી બની ગઈ હતી.

બીજી સવારે સુમિત્રે ભોજનગૃહમાં પગ મૂક્યો ત્યારે તનમન ચાના પ્યાલા ગોઠવતી હતી. એના પિતા હજી ત્યાં આવ્યા નહોતા. સુમિત્ર એની છેક નજીક જઈ ઊભો રહ્યો: "આજે પેઢી પર જવાની રજા છે ?"

તનમનને મોઢે શરમના શેરડા પડ્યા. એના ગાલ લાલચોળ બની ગયા: "મારી રજા લેવાનું ક્યારથી શીખ્યા ? તમારી તબિયત ઠીક હોય તો જજો."

"જીવનભર તારી મરજી પ્રમાણે જ મારે વર્તવું પડશે; એટલે અત્યારથી ટેવ પાડવી જ પડે ને ?" તેના વાળ પસવારતાં સુમિત્ર બોલ્યો. "પણ હજીયે શિષ્ટાચાર નહિ છોડે, ખરું ને ?"

"એમ કાંઈ એકદમ બદલાઈ જવાતું હશે ? ધીમે ધીમે બધું જશે !" તનમને ખુલાસો કર્યો.

વિનયકાંત ત્યાં આવતા જણાયા. સુમિત્ર જરા દૂર ગયો. લગ્ન પહેલાં એટલી બધી નિકટતા કદાચ તનમનનાં વડીલોને ન ગમે. સુમિત્ર પણ પુરાણી રીત વચ્ચે જ ઊછર્યો હતો. એને એ વાતાવરણ ગમતું પણ ખરું. જૂની રૂઢિનાં વરવધૂ લગ્ન પહેલાં કદી મળતાં જ નહિ, પરંતુ આ બન્નેના સંજોગો તદ્દન જુદા પ્રકારના હતા. એમનો સંબંધ પારકાએ સાધ્યો નહોતો. તેઓએ જાતે જ એકબીજાને પસંદ કર્યાં હતાં. એમનાં દિલના આકર્ષણે જ મુખ્ય ભાગ ભજવ્યો હતો. એટલે તેઓ જૂની રીતરસમ પ્રમાણે દૂર શી રીતે રહી શકે ? સુમિત્રનું વર્તન પરખાય તો કદાચ એનાં વડીલોને ખોટું લાગે. વિનયકાંતને કદાચ ઝાઝો વાંધો ન હોય, પરંતુ તેમનાં પત્નીને તો એ ન જ ગમે. છતાંય સુમિત્ર સંયમ જાળવી શકશે નહિ એવી તેને પોતાને જ ખાતરી હતી. જ્યારે જ્યારે તે તનમનને જોતો ત્યારે ત્યારે પૂર્ણિમાના ચંદ્રને જોઈ સરિતાજલ ઊછળે તેમ એની હૃદયોર્મિ ઉલ્લાસતરંગે ઊછળી રહેતી.

વિનયકાંત અંદર આવી ખુરશી પર બેઠા: "મને એક પ્યાલો સુંદર ચા બનાવી આપ તો, બેટા ! પરણ્યા પછી પણ તું મારી ચા નહિ બનાવે ? તારી બહેનો પેઠે પરાઈ તો નહિ બની જાય ને ?"

આશ્ચર્યચકિત નયને તનમન તેમના સામું જોઈને બોલી: "એમ કેમ, બાપુજી ? લગ્ન પછી મને આ ઘરમાંથી કાઢી મૂકવાની છે ?"

"મારે તો કાંઈ કાઢી મૂકવી નથી," વિનયકાંત બોલ્યા. "પણ તમે બે ચાલ્યાં જાઓ તો મારા ઘરનું, મારા ધંધાનું રણીધણી કોણ ? એટલે મને તમારી ભાવિ યોજનાઓ સાંભળવાનું મન થયું છે.

શું કહે છે? બેટા, તારો ખરો નિર્ણય શો છે? તું આંહીં રહીશ ને?"

"શા માટે ન રહું?" સુમિત્રે ઉત્તર દીધો. "હમણાં આ ઘર સિવાય મારો આરો જ ક્યાં છે? મારી યોજનાઓ પલટાશે તો હું અગાઉથી ખબર આપીશ."

"એવી જરૂર પડશે જ નહિ;" વિનયકાંતે એની વાત આગળ વધવા દીધી જ નહિ. "એવી કોઈ જાતની તારે ફિકર કરવાની જરૂર નથી. મારી પેઢી, મારી મિલકત, એ તમામનો હું કુલ સ્વતંત્ર માલિક છું. મારી કોઈ ઇસ્કામત વડીલોપાર્જિત નથી, એટલે મારી મરજીની આડે આવવાનો કોઈને હક્ક નથી. મારી ઇચ્છામાં આવે તેને હું મારો વારસ ઠરાવી શકું છું. મારા જમાઈઓને મારી યોજનાની આડે આવવાનો બિલકુલ અધિકાર નથી. એમણે વીણી ખાવામાં બાકી પણ રાખી નથી."

સુમિત્રને અકળામણ થવા લાગી. શું કહેવું તેની એને સમજ પડી નહિ. સુમિત્ર નાણાં કે મિલકતની વાત છેડવા માગે છે એવું વિનયકાંતને લાગ્યું શાથી? કેવી શરમની વાત? તનમને પણ એવી ભૂલ તો નહિ કરી હોય ને? કેટલું ખરાબ કહેવાય?

પરંતુ વિનયકાંતે જાતે જ વાર્તાપ્રવાહ બદલ્યો. સુમિત્રે છુટકારાનો દમ ખેંચ્યો. "તારી તબિયત ઠીક હોય તો બેટા, આજે પેઢી પર આંટો મારી આવજે. બધા કેવા છે એની તો તને ખબર છે. આખો દિવસ ત્યાં નહિ રોકાઉં તો ચાલશે. નાસ્તો કરીને જજે ને જમવા વખતે પાછો ફરજે." વૃદ્ધે તનમન સામું જોયું. "કેમ બેટા, ખરું ને?"

તનમન શરમાઈ ગઈ. તેણે કશો જ જવાબ આપ્યો નહિ. એના બાપુ પણ કેવા વિચિત્ર હતા? એ કાંઈ સુમિત્રની વાલી હતી! એની પરવાનગી સિવાય જાણે એ બહાર પણ ફરકી શકતો નહિ હોય!

"હું પેઢી પર જવાનો જ છું." સુમિત્રે ઉત્તર દીધો.

નાસ્તાથી પરવારી સુમિત્ર પોતાના ખંડમાં ગયો. તનમનથી દૂર જવા એનું દિલ ચાલ્યું નહિ, પરંતુ વિનયકાંતની જીભનો એને ઘણો જ ડર હતો. એને અકળામણ કરે એવું બોલતાં એમને વાર લાગતી નહિ. તેથી એણે પેઢી પર જવાનું જ યોગ્ય ધાર્યું. નાસ્તા પછી પેઢી પર જવા તે તૈયાર થવા લાગ્યો, પરંતુ તનમનની બાએ એને બોલાવવા મોકલ્યો. લગ્નની ઘડી સુધી એ પ્રૌઢા એની સાથે નહિ બોલે એવી સુમિત્રને શંકા હતી. આવા અણધાર્યા આમંત્રણથી એ ખુશી થયો.

શયનખંડમાં પ્રવેશ કરતાં સુમિત્રે તનમનની માતાને પથારીમાં બેઠેલાં જોયાં. સ્નાન કરી એમણે લાલ કિનારની રેશમી સફેદ સાડી પહેરી હતી. કુંકુમ અને અક્ષત ભરેલી ચાંદીની રકાબી તેમની નજીક પડી હતી. એક દાસી પડખે ઊભી હતી. દ્વાર આગળ આવતાં જ તનમનની માતાએ સુમિત્રનું સ્વાગત કર્યું: “ અંદર આવ, બેટા! આજે મંગલ દિવસ ઊગ્યો છે. મેં તને આશીર્વાદ દેવા બોલાવ્યો છે. ગઈ કાલે જ મેં તને બોલાવ્યો હોત, પણ મને આ કાર્ય સવારે ઉકેલવું ઠીક લાગ્યું. મારી બીજી દીકરીઓની સગાઈ વખતે તો જરા ઠીકઠીક દદેરો કરવામાં આવ્યો હતો, પરંતુ આ વખતે તો અમે વૃદ્ધ ને અશક્ત થઈ ગયાં છીએ એટલે કશીયે ધમાલ કરવાનો વિચાર નથી. લગ્ન વખતે જરૂરી દાડ કરીશું. મેં મારાં સગાંવહાલાંને તે પ્રસંગે જ આવવા લખી દીધું છે. હું કેવી બિમાર છું ને તનમનના બાપુજીની કેવી સ્થિતિ છે એ તો તું સારી રીતે જાણે છે, એટલે બધી વ્યવસ્થા કોણ ઉપાડી લે? તારાં એકનાં એક બહેન પણ સ્વિટ્ઝર્લૅન્ડમાં છે, નહિ તો તારી તમામ વ્યવસ્થા એ ઉપાડી લેત. ”

પ્રૌઢા જરાક શ્વાસ ખાવા થંભી એટલે સુમિત્ર એમને પગે લાગ્યો, ને પોતાનું કાર્ય ખતમ કર્યું. પુરાણી ઢબ પ્રમાણે પ્રૌઢાએ

એનાં ઓવારણાં લઈ આશીર્વાદ દીધા. કુંકુમનું તિલક કરી અક્ષત ચોઢ્યા, અને એના હાથમાં બે સોનામહોરો મૂકી. દાસદાસીઓ ત્યાં ભેગાં થઈ ગયાં હતાં, તેમણે પણ ઉલ્લાસમાં ભાગ લીધો. પછી સુમિત્રને જવાની રજા મળી. એ સીધો પેઢી પર ચાલ્યો. એની સાથેના સંબંધમાં તનમનને દરેક રીતે ખોટનો સોદો હતો. સગાઈ કે લગ્ન વખતે હાજર રહી તનમનને આશીર્વાદ આપવા જેવું પણ કોઈ નહોતું. એનાં બહેન હિંદમાં હોત તોપણ તેને કેટલી બધી રાહત રહેત?

પેઢી પર પગ મૂકતાં જ એને સમજાયું કે સમાચાર વીજળીવેગે દુકાને પણ પહોંચી ગયા હતા. કોઈ કશું બોલ્યું નહિ, પરંતુ એમનાં વદન પરનો ઉલ્લાસ બધી જ વાત સ્પષ્ટ કહી નાખતો હતો. સુમિત્રનું સદ્‌ભાગ્ય તેઓ કળી ગયા હતા. માત્ર લાલજી તેની પાસે ગયો; અજબ વિનયથી તેણે સુમિત્રને વંદન કર્યું: "આપણા બધા માણસો તરફથી હું આપને અભિનંદન આપું છું."

એનાં અભિનંદન દિલનાં નહોતાં એ સુમિત્ર સારી પેઠે જાણતો હતો, છતાં સ્મિત આણી તેણે એનો આભાર માન્યો.

તે દિવસે એ પેઢી પર ઝાઝું ટક્યો નહિ. બપોર થવા આવ્યું એટલે એની બેચેની વધવા લાગી. પોતે જ શિસ્તભંગ કરશે એવો એને ભય લાગ્યો. જેમ તેમ કરી એણે હાથ પરનું થોડુંક કામ ઉકેલ્યું; બીજું કામ એણે લાલજીને સોંપ્યું, ને વહેલો જ ઘેર આવવા નીકળી પડ્યો. એની પીઠ વળી કે ઑફિસના માણસો ટોળટપ્પામાં તલ્લીન બની ગયા.

ઘેર આવી સુમિત્ર સીધો જ પોતાના ખંડમાં પથારીમાં પડ્યો. તનમનને મળવા માટે એ ઘેલો બની ઘેર દોડી આવ્યો હતો, પરંતુ તનમન ક્યાં હતી? કદાચ એ પોતાના ખંડમાં હશે, પરંતુ એને પગથારે ચઢવાનો પવિત્ર હક્ક હજી સુમિત્રે પ્રાપ્ત કર્યો નહોતો. પ્રમાણમાં એ ઘણી જ વધારે છૂટ લઈ રહ્યો હતો, એટલે આગળ

વધવા તેનું દિલ ચાલતું નહોતું. એના આગમનની તનમનને શી રીતે ખબર અપાય ? ચા પીવાનો પણ એ સમય નહોતો, છતાંય બારણુના ઉમરે ઊભા રહી તેણે નોકરને ચા લાવવા બૂમ પાડી, અને પલંગ પર બેસી આતુરતાથી બારણા તરફ જોઈ રહ્યા.

એની યુક્તિ સફળ થઈ. તનમન આવી; બારણા આગળ ઊભી રહી. એનું વદન મધુર ને સોહામણું હતું. "તમારી ચા ભોજનગૃહમાં છે." તે બોલી.

સુમિત્ર ઊભા થઈ જઈ ગંભીર મોં રાખી પૂછ્યું: "તને ચા બનાવવાનું કોણે કહ્યું ?"

'તમે જ!" હસતાં હસતાં તનમન બોલી. "પાંડુ કદી ચા બનાવે છે ?"

સુમિત્ર એના મધુર વદન સામે જોઈ રહ્યો. એ કેવી સોહામણી લાગતી હતી ? શરમના શેરડા પડતાં એ કેટલી મોહક ભાસતી હતી ? એની સામે ભરીભરી આંખે એણે જોયું, છતાં એને સંતોષ થયો નહિ.

"ચા ઠંડી પડી જાય છે." તનમને સંકોચથી કહ્યું.

"ભલે!" સુમિત્ર બોલ્યો. "મારે ચા પીવી હોય ત્યારે ને ?"

"તમે બહુ જ ખરાબ છો!" તનમન બોલી. "નાહક મને અકળાવી મારી. રસોડામાં ચૂલો પણ છાંડી નાંખ્યો હતો. મારે સ્ટવ સળગાવવો પડ્યો."

સુમિત્રે એનો સોહામણો હાથ લઈ ચૂમ્યો. "તમે એટલી બધી તસ્દી લીધી હોય તો તો મારે ચા પીવી જ જોઈએ. ચાલો, ભોજનગૃહમાં!"

તેઓ ભોજનગૃહમાં ગયાં. ચા ઠંડી થવા આવી હતી, પરંતુ સુમિત્રને તેની કાંઈ પડી નહોતી. તનમન સાથે વાત કરતાં ચા ક્યાં ઊતરી ગઈ તેની તેને ખબર પણ ન પડી.

: ૧૪ :

થોડા દિવસ પછી રંગૂનથી ગોપાલદાસનો પત્ર આવ્યો. વચન પ્રમાણે એ વસઈ જઈ આવ્યા હતા. કલ્યાણીના માસાએ આપેલું સરનામું સાચું હતું. કલ્યાણી ત્યાં હતી. એની તબિયત સારી હતી. એ જરા સુકાયલી લાગતી. એને નાણાંની ખોટ નહોતી. ગોપાલદાસે પાડોશીઓને પૂછપરછ કરી હતી. પેલો જાડો મદ્રાસી એને સારી રીતે રાખતો હતો. જાહેરમાં તો તેને એ કદીયે મારતો નહિ. કલ્યાણીએ સુમિત્ર માટે અસંખ્ય સવાલો પૂછ્યા હતા: નોકરી મળી કે નહિ? તબિયત કેવી છે? ભવિષ્યમાં એ રંગૂન આવશે કે કેમ? સુમિત્ર એને યાદ કરે છે કે કેમ? વગેરે જાણવા તે આતુર હતી.

સુમિત્ર ક્ષણભર પથ્થરના પૂતળા જેવો બની ગયો. કાગળ એના હાથમાં જ રહી ગયો. એને ચોમેર અંધકાર પ્રસરતો લાગ્યો. આશાની એક પણ જ્યોતિરેખા સાંપડી નહિ. એ ભયંકર નિરાશામાં તનમનનું વદન પણ અલોપ થઈ ગયું.

લાલજી એની બાજુમાં જ બેઠો હતો. સુમિત્રની વદનચર્યા એ તુરત પારખી ગયો. એની આતુરતા એકદમ વધી ગઈ, છતાં એ સંયમ રાખી કશું બોલ્યો નહિ. સુમિત્ર કાંઈ બોલ્યો નહિ એટલે એનાથી રહેવાયું નહિ. તેણે પૂછ્યું: "કાંઈ ખરાબ સમાચાર છે?"

સુમિત્ર સ્વસ્થ થયો. "ના, ના, કાંઈ નથી." તેણે ઉત્તર દીધો.

પોતાની છૂપી વાત કોઈનેય એ કહેવા માગતો નહોતો, એટલે પત્ર એણે ખિસ્સામાં મૂકી દીધો; સામેના બીજા કાગળો હાથમાં લઈ કામમાં જીવ પરોવવા પ્રયત્ન કરવા મથ્યો. લાલજી વિદાય થયો, પરંતુ એની જિજ્ઞાસા શમી નહિ. પત્ર રંગૂનનો હતો એટલું તેણે ચાલાકીથી જાણી લીધું.

સાંજે સુમિત્ર ઘણો જ મોડો ઘેર ગયો. હમણાં હમણાં એક યા બીજા બહાને તે હમેશાં પેઢી પરથી વહેલો નીકળી જતો. આજે એણે પરાણે કામ કર્યું. તમામ કામ પત્યું નહિ ત્યાંસુધી એ ખુરશી પરથી ઊઠ્યો પણ નહિ.

એ ઘેર પહોંચ્યો ત્યારે દીવા થઈ ગયા હતા. પોતાના ખંડમાં ઘૂસી એણે દીવા ઓલવી નાખ્યા. દીવાનો પ્રકાશ એનાથી ઝિલાયો નહિ. બહારનું અજવાળું અંદર આવતું હોવાથી તદ્દન અંધકાર તો પથરાયો નહિ, પણ છાયાપ્રકાશની મેળવણીથી તો ત્યાં ઊલટું ભેદી ભુતાવળ સમું ભાસ્યું.

એના વિલંબથી તનમનની આતુરતા ખૂબ જ વધી પડી હતી. બોલાવવાની વાટ જોયા વિના જ એ સુમિત્રના બારણે આવી: "કેમ આમ પડી રહ્યા છો? ચા-નાસ્તો, કશું જ લેવું નથી?"

સુમિત્ર પથારીમાંથી ઊઠ્યો નહિ. તનમનના આગમને પણ એને ઉત્તેજ્યો નહિ. "આજે મને જરા વધારે થાક લાગ્યો છે." ધીમેથી તેણે જવાબ આપ્યો. "હું ચા નહિ પીઉં. થોડીવાર પછી વાળુ કરવા આવું છું."

એના સ્વરનો શ્રમિત થડકાર સાંભળી તનમનની આતુરતા એકદમ વધી ગઈ, ને તે ખંડમાં આવી. તેણે દીવા સળગાવ્યા. "શું થયું છે?" તે પૂછવા લાગી. "ફરી બેચેની આવી છે? પેઢી પર આટલું બધું મોડું કેમ કર્યું?"

"હું કદી સાજો થઈશ નહિ, તનમન!" સુમિત્રે એને નજીક ખેંચી "મારું તન ને મન બન્નેય સરખાં દર્દી બની ગયાં છે. તારો

નિર્ણય ફેરવવા હજી પણ વખત છે: જીવનભર આવો ભાર નાહક વહેવાનો કશો જ અર્થ નથી."

"નકામા વિચારો શું કરતા હશો?" તનમને એનું કપાળ પસવાર્યું. "તમારા કરતાં તો મારી તબિયત વધારે ખરાબ છે. હું ઊલટી તમને ભારરૂપ બનું એવી છું, છતાં હું જરાય અકળાતી નથી ને તમે કેમ અકળાઓ છો?"

"ભલે," એની નરમ હથેળી સુમિત્રે પોતાના ગરમ કપાળ પર મૂકી. હવે હું વિચારો જ નહિ કરું. મેં તને છેતરી છે એવું કદી કહીશ નહિ. કબૂલત આપવાની મારામાં હિંમત નથી. તેમ કરવા જ્યારે પણ મેં પ્રયત્ન કર્યો છે ત્યારે તેં તેમ કરવા દીધું નથી."

"ચાલો, મારી સાથે બહાર ચાલો." પોતાનો હાથ ખેંચી લઈ તનમન બોલી. "આમ અંધારામાં પડી રહ્યે શો લાભ?"

સુમિત્ર એની સાથે દીવાનખાનામાં ગયો. એની મધુર સંગતિમાં એણે ભૂતકાળની ભૂતાવળને હાંકી કાઢવા પ્રયત્ન આરંભ્યો. એણે વાર્તાલાપ કર્યો. તનમનનાં ગીત સાંભળ્યાં. શાંતિથી તનમનના તરફ દૃષ્ટિ સ્થાપી. એ દંભી હતો, એમાં જરા પણ શંકા નહોતી. પરંતુ તનમન આગળ એ કબૂલત કરી શકતો નહોતો. દુકાળિયાં ચોરી કરતાં શરમાય નહિ તેમ સુમિત્ર દંભ કરતાં અચકાતો નહોતો. એના જીવનનું એક પૂરું સાંત્વન તનમન હતું. એ ખોવાઈ જાય તો એ જીવી શકે નહિ. કોઈ પણ પ્રકારે તનમનને ખોઈ નાખવા સુમિત્ર તૈયાર નહોતો.

બીજે દિવસે એણે પગાર પેટે બસો રૂપિયા ઉપાડ્યા. જાતે ટપાલ–ઑફિસે જઈ ગોપાલદાસને દોઢસો રૂપિયાનો મનીઑર્ડર કર્યો. એ રકમ કલ્યાણીને પહોંચાડવા સૂચના કરી. અવારનવાર કલ્યાણીના સમાચાર લખવા ગોપાળદાસને વિનવણી પણ કરી. લાલજીની શિકારી આંખથી એ ગભરાતો, એટલે પેઢી પર પત્ર લખવાને બદલે ટપાલ-ઑફિસેથી જ એણે પત્ર લખી નાખ્યો.

એના દુભાયલા અંતરને શાન્ત કરવા એણે તમામ પ્રયત્નો કર્યા. કલ્યાણીનું દેવું નાણાંથી વળી શકે એમ ન હતું? એણે નાણાં મોકલી આપ્યાં છતાં એના આળા હૈયા પર જરાય અમીસિંચન થયું નહિ. આત્મવંચનાના આવા પ્રયત્નથી ઊલટું ઘા પર મીઠું ભભરાયું.

બીજે દિવસે ધોબીને કપડાં આપતાં એના ખિસ્સામાંથી ગોપાલદાસનો પત્ર મળ્યો નહિ. કદાચ અવળે હાથે ક્યાંક મુકાઈ ગયો હશે. એણે એકેએક ખિસ્સું તપાસ્યું, પરંતુ એ પત્ર હાથ લાગ્યો જ નહિ. એના માનસમાં અનામી ભયથડકાર ઉત્પન્ન થયો. જાણીબૂજીને કોઈ એ એ પત્ર ઉઠાવ્યો તો નહિ હોય? કોણે એ કામ કર્યું હશે? શા માટે એમ કર્યું હશે? એને નુકસાન કરી કોઈનેય લાભ થાય તેમ નહોતો, છતાં એ ખૂબ જ વ્યાકુળ બની ગયો. વાત ઘણી જ નજીવી હતી, છતાં નજીવી બીનાઓ મહાન કરુણતા ક્યાં નથી નિપજાવતી?

વિનયકાંત તો લગ્નની પાકી ધમાલમાં પડ્યા હતા. ફક્ત પછીનો મહિનો જ સારો હતો. પછી લગ્નનું મુહૂર્ત જ આવતું નહોતું, એટલે એ મહિનામાં જ લગ્ન પતાવી નાખવું જોઈએ. એને માટે ઝડપી તૈયારીઓ કરવાની જરૂર હતી. એમનાં પત્ની તો પોતાની બીજી દીકરીઓને તેમ જ જમાઈઓને પત્ર પર પત્ર લખ્યા જ કરતાં, પરંતુ લગ્ન પહેલાં કોઈ પણ આવી શકે તેવી આશા નહોતી. એટલે પથારીમાં પડ્યે પડ્યે જ પ્રૌઢાને બધી વ્યવસ્થા કરવી પડતી. એની મોટી બહેનો જેટલી તનમન વ્યવહારકુશળ હોત તો આ વખતે તેની માતાને મદદ કરી શકત, પરંતુ કમનસીબે એ જુદા જ બીબામાં ઘડાયલી હતી. એને કયા અલંકારો ગમતા એ પણ તે ચોક્કસ કહી શકતી નહિ. કપડાં માટે પણ એ ચોક્કસ વિચારો દર્શાવી શકતી નહિ. અલંકારો માટે બધું જ કાર્ય નલિનની પત્ની સરલાને માથે નાંખવા તેની માતાએ નિર્ણય કર્યો હતો. પ્રૌઢાને સરલાના શોખમાં વિશ્વાસ હતો. તનમન પાસે લૂગડાંની તો ખોટ નહોતી. એને શોખ ગણો તો લૂગડાંનો જ હતો. એક બે મોંઘી સાડીઓ જ ખરીદવાની બાકી હતી. વળી વધારે

મૂલ્યવાન વસ્ત્રો ખરીદવાનો અર્થ પણ શો હતો? દીકરીને બાપનું ઘર પણ છોડવાનું નહોતું. પતિપક્ષનાં કોઈ સગાં એનાં વસ્ત્રાલંકાર પર ટીકા કરનાર નહોતાં. એને જુદું ઘર માંડવાનું નહોતું, એટલે રાચરચીલું કે ઘરવખરીની પણ પંચાત નહોતી. એના બાપુજી એ બધું નક્કી કરી દેવા માગતા હતા. બીજા જમાઈઓ પેઠે આ જમાઈને પણ મૂલ્યવાન ઉપહારોથી નવાજવાની તેમની ઇચ્છા હતી. પતિએ માન્યું હોત તો પ્રૌઢા આ વાતમાં ખૂબ જ કરકસર કરી શકી હોત, પરંતુ એ તો પોતાની ધૂનમાં મક્કમ હતા. બીજી દીકરીઓ ને જમાઈ પેઠે સુમિત્રને પણ મૂલ્યવાન ઉપહારો આપવામાં ન આવે તો એમને સંતોષ થાય તેમ નહોતો. બધી વાત નક્કી કર્યા સિવાય એ પોતાની પત્નીને જંપવા દે તેમ નહોતા, એટલે એ દિશામાં કરકસર કરવાનું જ એ સમજુ પ્રૌઢાએ માંડી વાળ્યું. વર પહેરામણી લેનાર નહોતો એટલે એટલી કરકસર તો થવાની જ હતી.

સરોજ ને અનિલને પણ તાર કરવામાં આવ્યો. એમણે લગ્ન-નિમિત્તે તારથી શુભેચ્છાઓ પાઠવી. લગ્ન માટે આવવાનું અચોક્કસ હતું. વિનયકાંત એમના પત્રની વાટ જોઈ રહ્યા હતા. એ લોકો આવવા-ની જરા સરખી આશા આપે તો એ લગ્ન મુલતવી રાખવા પણ તૈયાર હતા. વધારામાં વિનયકાંતે સુમિત્રના એક કાકાને શોધી કાઢ્યા હતા, એ તેમના વતનમાં રહેતા ને સુદર્શનના નજીકના પિતરાઈ હતા. બીજું કાંઈ એમની પાસે હશે કે નહિ હોય, પણ કુટુંબનું નામ તો હતું જ, એટલે કંકોત્રીઓ એમના નામની કાઢી. લગ્ન વખતે એ વરના વડીલ. લગ્નના થોડા દિવસ પહેલાં એક ઘર ભાડે રાખી સુમિત્રે ત્યાં પોતાનો વાસ કરવો. સાસરે રહીને કાંઈ પરણવા અવાય નહિ. મંડપમાં પધરામણી થતાં પહેલાં જરા સારા જેવો વરયાન પણ નીકળવો જ ઘટે. એમ કાંઈ નાણાં ખર્ચ્યા સિવાય ચાલે? સુમિત્ર માગે એટલાં નાણાં ધીરવા વિનયકાંત તૈયાર હતા, પણ સુમિત્ર માગે એવો ક્યાં હતો? જો એ છેક જ જીદ લઈ બેસે તો વિનયકાંતે એને પેઢી પરથી પગાર પેટે

ઉપાડ કરવા દેવાની યોજના ઘડી હતી. ગમે ત્યાંથી બીજાં સગાંવહાલાં પણ ખોળી ખોળીને એકઠાં કરવાનાં હતાં. વરરાજા પાછળ ગીત તો જોઈએ જ! સુમિત્રના વતનમાં ઘણુંય સગાં હતાં. એમને મુસાફરીનું ખર્ચ આપવામાં આવે તો ત્યાં આવવા કોઈ ના પાડે તેમ નહોતું. અલ્લાહાબાદ યાત્રાધામ પણ હતું. વિનયકાંતે સુમિત્ર સાથે આ બધી વાતો છેડી જોવાનો નિર્ધાર કર્યો.

નવવધૂનાં વડીલો આવો વિચાર કરી રહ્યાં હતાં, ત્યારે તનમનનું માનસ કોઈ જાણતું નહોતું. સુમિત્રને પણ એના દિલની ખબર નહોતી. એ મૂળથી જ મીંઢી હતી. ગમે તેટલું બોલાવ્યા છતાં તે દિલની વાત કરે તેમ નહોતી. સુમિત્રને પણ એની આગળ વાત કરતાં ચેન પડતું નહિ. એ પ્રયત્ન કરતો, છતાંય પૂરી વાત કરી શકતો નહિ. જ્યારે પણ એ વાત છેડવા જતો ત્યારે એનું દિલ ડંખતું. તનમનનો હાથ પકડી, એની સામે મીટ માંડી એ મૂંગોમૂંગો બેસી રહેતો. ભૂતકાળ છેક જ ભૂલી જવા તે મથતો, ભાવિનો વિચાર કરતાં એ ભયભીત બનતો, અને કેવળ વર્તમાનમાં જ એ રાચતો.

: ૧૫ :

**અનેક** મુશ્કેલીઓ મોજૂદ હોવા છતાં લગ્નની તૈયારીઓ આગળ વધતી જ રહી. મુંબઈથી મગાવેલી ચીજો પણ એક પછી એક આવવા લાગી. અલ્હાબાદમાં પણ ઘણી વસ્તુઓ તૈયાર કરાવવામાં આવી, વતનમાંથી સુમિત્રનાં થોડાંક સગાંવહાલાં શોધી કાઢવામાં આવ્યા. દરેક જણે લગ્ન પર આવવા સંમતિ દાખવી. સૌએ આ સંબંધને વધાવી લીધો. વિનયકાંતે પણ છુટકારાનો દમ ખેંચ્યો. ખૂબ ધામધૂમથી લગ્ન પાર પડશે એવી તેમને ખાતરી થઈ.

તનમનની બે બહેનો—શીલા ને જ્યોત્સ્ના એક મહિના અગાઉ આવવા કબૂલ થયાં. એમની માતા એ સિવાય સાલ છોડે તેવી નહોતી. તેઓ સહકુટુંબ આવનાર હતી. એમના પતિઓ અલ્હાબાદ ઝાઝું રોકાવાના નહોતા. પ્રથમ તેઓ પોતાના કુટુંબને અલ્હાબાદ મૂકી પાછા વળનાર હતા, ને પછી લગ્નપ્રસંગ સાચવી લેનાર હતા. એ બધા કામગરા માણસો હતા એટલે લગ્ન ખાતે નાહક મહિનાઓ ગાળી શકે તેમ નહોતા.

તનમનની માતાને પણ બધી તૈયારીઓથી સંતોષ થયો. પથારીમાંથી એ બિલકુલ ચસકી શકતાં નહોતાં, તેથી જમાઈઓ કાયમ રહેવાના હોત તો એમની પીડાનો પાર રહેત નહિ. એમનું તે બરાબર સ્વાગત પણ કરી શકત નહિ. એમની સુખસગવડ પણ સાચવી શકત નહિ. વ્યવહારમાં ઊણપ આવવાથી એમના દિલને જરા પણ શાંતિ

વળત નહિ. એમની દીકરીઓને પણ પાછાં વળતાં સાસરે ઠપકો સાંભળવો પડત. તેથી એમની યોજના એમણે ખરા દિલથી વધાવી લીધી. એની પોતાની દીકરીઓ કાંઈ ઘરની ઊણપથી બબડવાની નહોતી; એમને કાંઈ સુખસગવડની ફરિયાદ કરવાની નહોતી.

એક વાતની એમને સહજ ચિંતા રહેતી. એક વાર પતિને પાસે બોલાવી એ વાત તેમણે નક્કી કરી નાખી: "એક નાનકડો બંગલો ભાડે રાખી સુમિત્રને ત્યાં રવાના કરી દો ને!"

"પણ ઉતાવળ શી છે?" એના પતિએ વાંધો ઉઠાવ્યો. "હજી તો મહિનાથીય વધારે વાર છે. બધુંય થઈ પડશે."

"તમને પુરુષોને કશી જ ગમ પડે નહિ." પત્નીએ વિનયકાંતને ઊધડા લીધા. "બધાંની પાસે વાતો કરાવવી હશે! શીલા ને જ્યોત્સ્ના આવે તે પહેલાં સુમિત્રે પોતાનું ઘર રાખી લેવું જ જોઈએ. શીલાની સાસુને તમે ઓળખતા નથી. સગાઈ થયા પછી પણ સુમિત્ર આપણા ઘરમાં રહેતા ને તનમન સાથે વાતોચીતો કરતા એવું એમને ખબર પડે તો આપણને ફોલી જ ખાય. વળી આપણી તનમનને આવું કશાનું ભાન નથી. સમય વર્તી સાવધાન રહેતાં એને આવડતું નથી. પોતાના બનેવીઓની હાજરીમાંય એ તો સુમિત્ર સાથે હસવા ને વાતો કરવા મંડી પડે. એનો ઉછેર જ સ્વતંત્ર છે, એટલે એનું વર્તન બરાબર નથી એવો એને ખ્યાલ આવે એમ નથી. આથી તો સુમિત્ર જુદા ઘરમાં રહેવા જાય એ જ સારું."

"તારા જમાઈઓના પડછાયાથી પણ તું ડરતી લાગે છે!" વિનયકાંતથી કહ્યા વિના ન રહેવાયું. "સુમિત્ર જોડે તનમન વાત કરે તેમાં શું લૂંટાઈ ગયું? તે ભોળી ને નિર્દોષ છે. એને મલિન મનની બનાવવા આપણે તો પ્રયત્ન જ કરવો જોઈએ નહિ. એ લોકો વાતો કરે તેમાં કશું બગડી જવાનું નથી. મને મારી પત્ની જોડે લગ્ન પહેલાં વાત પણ કરવા દીધી નહોતી એ વાત તો હજીય મને સાલે છે."

"સાંભળો આમની ઘરડાઘડપણની વાતો!" પત્ની મુક્તકંઠે હસી પડયાં. "અત્યારે ફરીથી યોગ્ય સંવનન કરી લગ્ન કરવા મેદાને કેમ પડતા નથી? તનમન નિર્દોષ હોય છતાંય લોકોને વાત કરવાની તક આપણે શું કરવા આપવી? સુમિત્રને લગ્ન માટે તો ઘર રાખવાનું જ છે, તો જરા વહેલું તેમ કરશો તો શું ખાટુંમોળું થઈ જશે?"

"ભલે, જેવી આપની મરજી." વિનયકાંતે પતાવ્યું. "તમારી દીકરીઓ ક્યારે પધારવાની છે?"

"એકાદ અઠવાડિયામાં આવી જવી જોઈએ." પત્નીએ પોતાની ગણતરી જણાવી.

"તો એ ગાળામાં મારે એક સગવડભર્યું મકાન શોધી કાઢવું જોઈએ," કહી વિનયકાંત વિદાય થયા.

સાંજે સુમિત્ર પાછો ફર્યો એટલે વિનયકાંતે તેને માણસ પાસે બોલાવી કહ્યું: "તમારે માટે એક મકાન ભાડે રાખવાની આપણે તજવીજ કરવી જોઈએ."

સુમિત્ર જરા ગૂંચવાયેલી નજરે એ વૃદ્ધ સજ્જનની સામે જોઈ રહ્યો. "મારે બધી હકીકત તમને સમજાવવી જોઈએ." વિનયકાંત એની દૃષ્ટિ પારખી બોલ્યા. "આપણે અહીં સ્વેચ્છા પ્રમાણે રહીએ છીએ. આપણે જૂના રીતરસમોની પરવા નથી કરતા. તનમન પણ છેક નાનપણથી એવા જ વાતાવરણમાં ઊછરી છે. આપણાં રીતરિવાજોની તેને બિલકુલ માહિતી નથી, તેમ એને તે માન પણ આપતી નથી. તમે બન્નેએ તમારો સંબંધ જાતે જ નક્કી કરી લીધો છે. બીજાને એની માથાકૂટમાં પડવું પડયું નથી. તમે એક-બીજા સાથે ઇચ્છા મુજબ વાર્તાલાપ કરો છો ને જ્યારે દિલ થાય ત્યારે એકબીજાને મળો છો, પરંતુ આપણે મુંબઈ હોત તો એવું વર્તન કોઈ નભાવી લેત નહિ. અત્યારે પણ આપણાં હિંદુ કુટુંબો ઘણા જૂના વિચારનાં છે. આ બધું અર્વાચીન દૃષ્ટિએ જોવામાં મને પોતાને

તો કાંઈ જ હરકત નથી. આંખ–કાન ઉઘાડાં રાખીને જ વરવધૂ લગ્નગ્રંથીથી જોડાવાં જોઈએ. વડીલોના હાથમાં બાળકોએ રમકડાં બનવું ન જોઈએ. પરંતુ લોકો વાતો કરે એ મારાં પત્નીને ગમતું નથી. મારી એ મોટી દીકરીઓ અઠવાડિયામાં અહીં આવવાની છે. જમાઈઓ પણ આવવાના છે. જમાઈઓ તો એક બે દિવસમાં પાછા વળશે. એ વખતે તમે ઘરમાં હો ને તનમન જોડે તમને વાત કરતાં જુએ તો તેઓ વાતો કર્યા વિના ન રહે. જૂની ઢબના ગુજરાતીઓને તમે ક્યાં નથી પિછાનતા? તેથી મારાં પત્ની કહેતાં હતાં કે, એ લોકોના આવતા પહેલાં એકાદ મકાન શોધી કાઢવું સારું."

"ભલે," સુમિત્ર મસ્તક નમાવી શાંત ચિત્તે ઊભો રહ્યો. "પેઢીની બાજુમાં એક નાનો બંગલો છે. એ તમારી ધ્યાનમાં આવે છે? એમાં સગવડ મળશે? મકાન નવું છે ને આંગણું પણ વિશાળ છે. પેઢીની ઘણી નજીક હોવાથી ફાવશે પણ ઠીક." સુમિત્રે વાત મૂકી.

"હું પણ એ જ મકાનનો વિચાર કરતો હતો." વિનયકાંત બોલ્યા. "કાલે પેઢી પર જાઓ ત્યારે એની તપાસ કરજો. ઘરધણીને પૂછજો કે તે ભાડે આપવાનું છે કે કેમ, અને તે કેટલું ભાડું લેવાના છે. ઘરનું નક્કી થઈ જાય એટલે તમારાં સગાંવહાલાંને બોલાવવાની વ્યવસ્થા કરીએ. એમને વહેલાં બોલાવવાની કશી જ જરૂર નથી; લગ્ન પહેલાં ચાર પાંચ દિવસ અગાઉ આવે ને લગ્ન પછી ચાર પાંચ દિવસમાં વિદાય થઈ જાય તો ચાલશે. અઠવાડિયું બે અઠવાડિયાં રહ્યાં એટલે બસ, નહિ તો જીવતાં સુધી એ છૂટે જ નહિ."

"તમે કહેશો તેમ કરીશું." સુમિત્ર બોલ્યો. એનું દિલ ભારે હતું. તનમનથી દૂર જવાનો વિચાર અત્યારથી જ એને સાલવા માંડ્યો હતો. કદાચ એનું દર્શન પણ દુર્લભ થઈ પડશે. એક મહિનો કેમ જશે? તનમનના સહચાર વિના એને કશાથી શાંતિ ને આનંદ મળતો નહિ. તનમનનું મધુર યુવાન વદન દરેક પ્રકારના ડર, શરમ ને

વિષાદથી સુમિત્રનું રક્ષણ કરતું. અસ્તિત્વના આ ઝંઝાવાતમાં તનમન એકલી જ એનું સુવર્ણ કવચ બની હતી. એક મહિના માટે તનમનથી પોતાને જુદા પાડનાર જૂના રીતરિવાજો પર એને ધિક્કાર છૂટ્યો. પરંતુ એ શી રીતે વાંધો લઈ શકે? અત્યાર સુધી તનમન ઉપર એને શો હક્ક હતો? વડીલોના નિર્ણય પ્રમાણે સુમિત્રે વર્તવું જ જોઈએ. આટલા દિવસો સુધી તનમન સાથે રહેવા દીધો એટલું જ શું ઓછું હતું? એ માટે એમનો આભાર માનવો ન ઘટે? એના જીવનમાંથી આટલો મહિનો ભૂંસાઈ જાય તો બાકી શું રહે?

સુમિત્ર કશોક વિચાર કરી રહ્યો હતો તેથી સાંજે મળતાંવેંત તેને તનમને પ્રશ્ન કર્યો: "તમને શું થયું છે? આમ દિલગીર કેમ જણાવ છો?"

"હવે તો તું પરદાનશીન થવાની છું ને!" સુમિત્ર બોલ્યો. "તારાં દર્શન પણ મને દુર્લભ થઈ પડશે. દેશનિકાલ ગુનેગાર પેઠે મારે બીજા ઘરમાં એકાંતવાસ સેવવાનો છે!"

"થોડા દિવસ પણ તમારાથી એકલા નહિ રહેવાય?" તનમને સામો પ્રશ્ન કર્યો.

"ભૂતાવળથી બીતાં મનુષ્યો એકલાં રહેતાં અવશ્ય ડરે જ." સુમિત્રે તનમનના માથાની લટ આંગળીએ વીંટાળી.

"તમને ભૂતનો ડર લાગે છે?" સુમિત્રની આંગળીએથી લટને ઉકેલતા તનમને કહ્યું. "મને ખબર નહિ હો! પણ તમે ઘરમાં એકલા નહિ હો. નોકરચાકરોથી ઘર ઊભરાઈ જતું હશે."

"મારું ભૂત તો ફક્ત તારાથી જ ડરે છે." સુમિત્ર બોલ્યો. "તું મારી સાથે હોઉં તો એ મારી નજીક આવી શકતું નથી. બીજા સેંકડો માણસો હોય તોપણ તેની તેને પરવા નથી."

તનમને એના શબ્દોનું રહસ્ય સમજવા ઝાઝો પ્રયત્ન કર્યો નહિ. "આ શું બાકો છો?" તનમને રમતમાં સુમિત્રને તાળી આપી.

"તમારે એક મહિનો બીજા ઘરમાં રહ્યા સિવાય છૂટકો જ નથી. બા એટલું બધું પીંજણ કરે છે કે હું પણ તેથી કંટાળી ગઈ છું."

"જગત આપણને આટલુંય જંપવા ન દે, તનમન?" સુમિત્રે પૂછ્યું. "આપણે કોઈને કનડતાં નથી. આપણે કોઈનું કશું બગાડ્યું નથી. એકબીજાની પડખે રહેવામાં, એકબીજા સાથે વાતો કરવામાં ને એકબીજાને જોઇ રહેવામાં આપણને સંતોષ છે. ક્રૂર કિસ્મતને એટલાની પણ અદેખાઈ આવે છે?"

તનમને એનો હાથ પોતાના ખોળામાં મૂક્યો. "આમ અકળાઓ છો શું કામ?" એની આંગળીઓ સાથે રમત કરતી કરતી તે બોલી. "તમે મને કેમ નહિ મળો? અહીં આવ્યા વિના તમે રહેવાના છો?"

"મને કોઈ અહીં આવવા દેવાનું નથી." સુમિત્રે ઉત્તર દીધો. "તારી બહેનોની બીકથી તો તારી બા મને અહીંથી કાઢી મૂકે છે. એ લોકો અહીં હોય ત્યાંસુધી આપણે મળવાનું ને વાર્તાવિનોદ કરવાનું મુલતવી."

"સમજી!" તનમન બોલી. "બા મોટી બહેનના વર અને તેમના લોકોથી ડરે છે. એ લોકો ખૂબ જ જૂના જમાનાનાં છે. મારી બીજી બહેનના વર લગ્ન પહેલાં મારી બહેનને મળવા માગતા હતા. તેનું સંગીત સાંભળવાનું એમને દિલ હતું. ત્યારે એ લોકોએ એટલી બધી ધમાલ મચાવી મૂકી હતી કે મારી બાને એ વાત પડતી મૂકવી પડી હતી."

"તને જરાય દુઃખ થતું નથી?" સુમિત્રે તનમનને નજીક ખેંચી. "તારાં દર્શન ન થાય એથી મને કેટલું લાગી આવે છે? મારો વિરહ તને જરાય નહિ સાલે?"

"કેમ ન સાલે?" તનમન બોલી. "પણ આમાં તમે આટલા બધા મૂંઝાઈ શું ગયા છો? તમારી ગૂંચવણ જોઈ હું મારું દુઃખ તો ભૂલી જ જાઉં છું. હું મારી વાતો કરવા બેસું તો તમે રડી જ પડો."

" તારા જેવી કુમારિકા મેં તો બીજી જોઈ જ નથી !" સુમિત્રે હસીને તનમનને છૂટી કરી. " તું આખો વખત બીજાનો જ વિચાર કર્યા કરે છે ! તારો પોતાનો વિચાર તને આવતો જ નથી !" એટલું બોલતાં તો સુમિત્રનું વદન ખૂબ ગંભીર બની ગયું. તનમન કાંઈક બોલવા જતી હતી ત્યાં એની બાએ તેને બોલાવી.

બીજી સવારે સુમિત્ર ઘર શોધવા નીકળી પડ્યો. એણે વાત કરી હતી એ બંગલો એક પંડિતજીનો હતો. પેઢીથી પાંચ જ મિનિટનો રસ્તો હતો. ચાર ખંડ ને ફરતી ઓશરી હતી. એનું આંગણું પણ વિશાળ હતું. નોકરચાકરો માટે કેટલીક જુદી ઓરડીઓ પણ હતી. ઘર નવું ને શહેરની ધમાલથી નિરાળું હતું.

એક મહિના માટે જ તે મકાન ભાડે આપવાની પહેલાં તો એના ઘરધણીએ ના પાડી. પરંતુ ખૂબ જ આગ્રહ કર્યા પછી ને સુમિત્ર વિનયકાંતનો જમાઈ થવાનો હતો એ વાત જાણ્યા પછી પંડિતજી પીગળ્યા ને જરા વધારે ભાડું ઠરાવી તે ભાડે આપવા કબૂલ થયા. એમાં થોડુંક રાચરચીલું પણ હતું. બાકીનું સુમિત્રે ખરીદીને કે ભાડે આણવાનું હતું. સુમિત્ર ફરી એકવાર મકાનમાં ચક્કર લગાવી આવ્યો. એક મહિનાનું અગાઉથી ભાડું પણ આપી દીધું.

ફક્ત છ જ દિવસ બાકી હતા. પછી શીલા ને જ્યોત્સ્ના આવનાર હતાં. ત્યારે સુમિત્રને વિનયકાંતના ઘરમાંથી વિદાય થવાનું હતું. આખો સમય તનમન એની પાસે જ રહે એવું તે ઇચ્છતો. એને ઘડી પણ વીલી પડવા દેતો નહિ. એમ શી રીતે બને ? લગ્ન પહેલાં દશ બાર દિવસ પેઢીથી ઘેર રહે તે ચાલે. રજા લેતાં પહેલાં સઘળું વ્યવસ્થિત કરી દેવા વિનયકાંતે આગ્રહ કર્યો હતો એટલે સવારે ખૂબ વહેલાં સુમિત્રને ઑફિસે પહોંચી જવું પડતું ને છેક દીવા થતાં સુધી તેનું કામકાજ પહોંચતું. રોજ ઘર છોડતાં પહેલાં એકવાર જ તે તનમનની મુલાકાત લઈ શકતો. પાછા ફરી તે કોઈ વાર મળી શકતો, તો કોઈ વાર ન પણ મળાતું.

## : ૧૬ :

**આમ** અઠવાડિયું પસાર થઈ ગયું. શીલા ને જ્યોત્સ્ના રવિવારે આવનાર હતાં. સુમિત્ર શનિવારે નવું ઘર માંડવાનું હતું. એની ઘરસામગ્રી ઘણી જ થોડી હતી, એટલે એને ઘર બદલતાં ઝાઝી તકલીફ પડવાની નહોતી. વળી કોઈ ચીજ વિનયકાંતને ત્યાં રહી જાય તોપણ હરકત નહોતી. માત્ર એનાં વસ્ત્રો ને પથારી નવા મકાનમાં પહોંચે એટલે બસ હતું. રાચરચીલું તો ત્યાં નવું જ વસાવી દીધું હતું. તનમનની માતાએ તેને એક રસોઇયો ને એક નોકર પણ આપ્યા. વાસણકૂસણ પણ વિનયકાંતને ત્યાંથી જ પૂરાં પાડવામાં આવ્યાં.

શનિવારે સુમિત્ર પેઢી પરથી ઘણો જ વહેલો ઘેર આવ્યો. તે દિવસે નવા મકાને સામાન ફેરવવાનો હતો. રાત્રે વાળુ કરવા એ ત્યાં જવાનો હતો. એથી વધારે ટકાય તેમ નહોતું. શીલા ને જ્યોત્સ્ના એને પકડી પાડ્યા વિના રહે જ નહિ.

પોતાના ખંડમાં ભરાઈ તેણે પોતાની જરૂરી વસ્તુઓથી એક મોટી પેટી ભરવા માંડી. લગ્ન માટે અનેક મહેમાનો આવવાનાં હતાં, એટલે એનો ખંડ પણ પુરાઈ જવાનો. આથી એના વસવાટની એક પણ નિશાની ત્યાં રહેવા ન પામે એની એને ખાસ સંભાળ લેવાની હતી; એની દરેક ચીજ ત્યાંથી ખસેડી લેવાની હતી.

"આ ચિત્રો કેમ ઉઠાવી લો છો?" તનમને ઓચિંતા પ્રવેશ કરી પૂછ્યું.

"નહિ તો તમારી બહેનો એકદમ કલ્પી લે કે હું અહીં રહેતો હતો." સુમિત્રે ઉત્તર દીધો.

"ભલે કલ્પી લેતાં!" તનમને એના હાથમાંથી ફોટોગ્રાફ ઝૂંટવી લીધા. "આ બધું કાંઈ કચરામાં ફેંકી દેવાનું નથી. તમને નહિ ગમતું હોય તો હું તેને મારા ખંડમાં રાખીશ."

"પણ તમારી બાને એ નહિ ગમે" સુમિત્રે બીજી હરકત રજૂ કરી.

"આ મારા ખંડમાં જવા કાંઈ નવરાં નથી!" તનમન બોલી. મારી બહેનો છો મારી ઠેકડી કરતી. મને તેની પરવા નથી. દુનિયાની દરેક વસ્તુ પરથી તેઓ મજાક કરી શકશે." અને ફોટોગ્રાફ લઈને તે પસાર થઈ ગઈ.

કેવી વિચિત્ર છોકરી! સુમિત્ર તનમનનો વિચાર કરતો જ થંભી ગયો. જગતમાં એ જીવે છે છતાં જગતથી એ પર છે. તેની સંકડાશ, તેનો ગંદવાડ એને સ્પર્શ કરતાં જ નથી. પેલા ફોટોગ્રાફ સુમિત્રના સંબંધીઓના હતા. તનમનના ખંડમાં વિચિત્રતા હતી, પરંતુ એને તેની પરવા નહોતી.

જમ્યા પછી સુમિત્રે તનમનને ખોળી કાઢીને કહ્યું: "હવે મારે જવું જોઈએ."

તનમન આગળ આવી. સુમિત્રની છાતીમાં એણે મસ્તક છુપાવી દીધું એટલે સુમિત્રે પૂછ્યું: "હવે તને ખિન્નતા વ્યાપે છે, નહિ?"

"હું પથ્થર તો નથી ને?" તનમને સામો પ્રશ્ન કર્યો. "મારી ખિન્નતા સતાવતી નથી એટલું તમારું દર્દ મને સતાવે છે."

"તારી જાતનો તો તું કદી વિચાર જ કરતી નથી?" સુમિત્રે પૂછ્યું.

"તમારો વિચાર કરવામાં મારો વિચાર આવી જ જાય છે."

તનમને ઉત્તર દીધો.

"હવે તો આ મહિનાની આખરે મળીશું ને?" સુમિત્રે તેને છૂટી કરતાં કહ્યું.

"હું જીવતી હોઈશ તો જરૂર!" તનમનનો છેલ્લો જવાબ મળ્યો.

સુમિત્રને નવા મકાનમાં બિલકુલ ચેન પડ્યું નહિ. એણે કદી ઘર માંડ્યું નહોતું એટલે ઘર કેમ ચલાવવું તેનું તેને ભાન પણ નહોતું. બજારમાંથી શું મગાવવું ને ઘરમાં કેટલું રંધાવવું તેનો પણ તેને ખ્યાલ નહોતો. નોકરમાત્ર ચોર હોય તે એ સારી રીતે જાણતો, પરંતુ એ ચોરી કેમ અટકાવાય તે એને આવડતું નહોતું. દરેક પગલું અવળું પડતું ને એ બેચેન બની જતો. એકાંતવાસ એને ખૂબ જ સાલતો એટલે ઘરમાં પગ મૂકવો પણ એને અકારો થઈ પડતો. થોડા જ મહિના પહેલાં એ એકલો હતો, ત્યારે એ એકલતા એને સાલી નહોતી. એ વાત તે તદ્દન વીસરી ગયો. તનમને તો હમણાં જ એના એકલવાયા જીવનમાં પ્રવેશ કર્યો હતો, પરંતુ એટલા ટૂંકા ગાળામાં પણ એણે સુમિત્રના દિલ પર એટલું બધું પ્રભુત્વ મેળવી લીધું હતું કે એની ગેરહાજરીથી સુમિત્રનાં ચક્ષુ સમીપ અંધકાર વ્યાપી જતો. એનાં દર્શન ન થવાનાં હોય તો એને આંખો ઉઘાડવી પણ ગમતી નહિ. એક મનુષ્ય બીજા માટે આટલું અગત્યનું બની જતું હશે એ સુમિત્રથી માની પણ શકાતું નહિ, છતાં તેમ બન્યું હતું તો ચોક્કસ જ.

રંગૂનના પેલા પત્ર પછી ચાર પાંચ અઠવાડિયાં પસાર થઈ ગયાં. એને કલ્યાણીના કાંઈ પણ સમાચાર મળ્યા નહિ, તેમ એણે કલ્યાણીના સમાચાર મેળવવા પ્રયત્ન પણ કર્યો નહિ. એ જીવતી હતી કે નહિ તેનો પણ સુમિત્રને ખ્યાલ નહોતો. કદાચ ગોપાલદાસ કલ્યાણીની ખબર એને ન પણ મોકલે. એમને સુમિત્રની શી પડી હતી? એ પણ પોતાથી બનતું બધું કરી છૂટ્યા હતા. કલ્યાણી કે સુમિત્ર

સાથે એમને શું નિસ્બત ? છતાં સુમિત્ર રંગૂન પત્ર લખવાનું સાહસ કરી શક્યો નહિ. એ કમનસીબ છોકરી માટે એનું મગજ પણ જાણે બહેર મારી ગયું. એનો તે વિચાર પણ કરી શકતો નહોતો. એના વિચારોને એ પરાણે હાંકી કાઢતો. ભૂતાવળથી ડરતા મનુષ્યો ભૂતાવળનો વિચાર જ કદી કરતા નથી. તેઓ પોતાનો ડર છુપાવવા એ રીતે પ્રયત્નશીલ બને છે. સુમિત્રે પણ એ જ માર્ગ ગ્રહણ કર્યો હતો. એણે દિલમાંથી કલ્યાણીનો વિચાર માત્ર દૂર કર્યો હતો. જીવનમાંથી કલ્યાણીનું નામનિશાન ભૂંસી નાખવા તે એ રીતે કટિબદ્ધ થયો હતો.

શીલા ને જ્યોત્સ્ના રવિવારે આવી ગયાં. સુમિત્રને સરલાનો પત્ર મળ્યો. શીલા સાથે એણે તનમન માટે કેટલાંક વસ્ત્રો ને ઝવેરાત ઉપહાર તરીકે પાઠવ્યાં હતાં. બગડી જાય એ ડરથી એણે ટપાલ દ્વારા કે પારસલથી કશું જ મોકલ્યું નહોતું. વિનયકાંતને ઘેરથી તે લઈ આવવાનાં હતાં.

સરલાનો પત્ર પૂરો કરતાં સુમિત્રના દિલમાં કોઈ વિચિત્ર ભાવના જાગી. વિનયકાંતની મુલાકાત લેવાની આ તક એને ગમી, છતાં એને સંકોચ થવા લાગ્યો. શીલા ને જ્યોત્સ્ના પાસે જવાની એની જરાય ઇચ્છા નહોતી. એ શ્રીમંત પતિની પત્નીઓ હતી. તનમને પસંદ કરેલા આ ગરીબ પતિ પ્રત્યે તેઓ કદાચ તુચ્છકાર દાખવે અગર તો દયાભાવ દર્શાવે—એમાંનું કશુંય એને પાલવે તેમ નહોતું. જીવનમાં પહેલી જ વાર લક્ષ્મી ને પદવીની ખોટ એને સાલી. પોતાને માટે એને ચિંતા નહોતી. એને તનમનની ફિકર થતી હતી. કરોડાધિપતિ સુદર્શનની પુત્રવધૂ તરીકે તનમનનું સ્વાગત કરવાના એને કોડ થયા. એ વૈભવમાં તનમન જરાય બંધબેસતી ન આવત. તે શંકરની પત્ની સતી હતી; સ્વર્ગની મહારાણી ઇંદ્રાણી નહોતી. એનો દેખાવ, એનું દિલ, એનો શોખ—બધું જ સતી જેવું હતું. સતી જેવું એનું કિસ્મત તો નહિ હોય ?

સાહસ કરી સોમવારે એણે વિનયકાંતની મુલાકાત લીધી. ઘરમાં માણસો ને ધમાલનો પાર નહોતો. આંગણામાં જ બાળકોની કતાર જામી હતી. બધાં એની સામે આશ્ચર્યથી જોઈ રહ્યાં. બે ત્રણ બાળકો તો એને જોતાં જ ઘરમાં દોડયાં. બીજી જ ક્ષણે ઘણાં માણસો બહાર આવ્યાં. વિનયકાંત પણ ટોળામાં હતા.

ભાવિ સગાંવહાલાં સાથે પરિચય કરાવવામાં અર્ધો કલાક પસાર થઈ ગયો. ઘર બહારનો ને અંદરનો ભાગ હવે સંભાળપૂર્વક છૂટો પાડી નાંખવામાં આવ્યો હતો. ઘણાં દૃષ્ટિયુગલો એની સામે જડાઈ રહ્યાં. સ્ત્રીઓએ પણ છૂપી નજરે એને નિહાળી લીધો.

બે કલાક પછી ઉપહાર લઈ એ ઘેર આવ્યો. મુંબઈના પારસલની મૂલ્યવાન વસ્તુઓ કયાં રાખવી તે પણ એને પ્રશ્ન થઈ પડયો. લૂગડાં તો પેટીમાં મૂકે, પણ ઝવેરાત કયાં સાચવવું ? આખો દિવસ એ ઘરમાં રહેતો નહિ. પેટીને તાળું માર્યે કાંઈ વળે નહિ. છેવટે એ પારસલ પેઢી પર જ લઈ જવાનું ઠરાવ્યું. ત્યાંની તિજોરીમાં એ સલામત હતું.

એનું કામકાજ તો ખૂબ જ વધી ગયું હતું. સાંજના સાત સુધી એ વૈતરું કૂટતો. ઘણી વાર એનું દિલ બીજે દોડી જતું, ત્યારે તે બેચેન બની જતો. અને ખાલી ઘરનો વિચાર આવતાં જ એનું દિલ પાછું પડતું. એના નોકરો, માળી, માલણ વગેરે બંગલામાં હતાં, છતાં એને ઘર ખાલી લાગતું.

" તમને જરા ઠીક નથી લાગતું ! " લાલજીથી પૂછ્યા વિના ન રહેવાયું. " તમારે તબિયત સાચવવી જોઈએ. આમ તો તમે માંદા પડી જશો. "

" શું તબિયત સાચવું ? " સુમિત્રે ઊંચું જોયા વિના જ જવાબ આપ્યો. " હાથ પરનું કામકાજ તો પૂરું કરવું જોઈએ ને ! "

જ્યારે એ ઘેર આવતો ત્યારે એ કોઈ ભૂતાવળમાં પાછો ફરતો હોય એમ લાગતું. એના મકાનમાં વીજળી લીધેલી નહોતી. કેરોસીનના દીવાનું આછું અજવાળું ઊલટું અંધકાર વધારતું. જેમ તેમ વાળું પતાવી એ પથારીમાં પડતો, પણ નિદ્રાદેવી એના પર કૃપા કરતી નહિ. વિનયકાંતના ઘરની એને અદેખાઈ થતી.

એક સવારે એના દિલમાં તાવ ભરાયો. એનું મગજ ભારે બની ગયું, છતાં એ ઘરમાં રહી શક્યો નહિ. સ્નાન કર્યા સિવાય ને નાસ્તો લીધા વિના તે સીધો પેઢીએ ગયો.

લાલજીએ ખૂબ જ લાગણી દર્શાવી; ઘેર પાછા જવા વિનવણી કરી: " લગ્નની વાત સાંભળી છે ત્યારથી અમે બધા મિજલસની વાટ જોઈ રહ્યા છીએ, એવી પળે આમ માંદા પડી તમારે બધી બાજી બગાડી નાખવી છે ? ઘેર જઈ જરા આરામ લો. સાંજે હું પેઢીની બધી માહિતી આપી જઈશ. "

સુમિત્રને એનું કહ્યું માન્યા સિવાય છૂટકો થયો નહિ. એનું મન માન્યું નહિ, પરંતુ એની તબિયત લથડી હતી. તે ઘેર પાછો વળ્યો. ઘેર આવી તેણે મસાલેદાર ચા લીધી. પલંગ પર પડયા પડયા તે એક માસિકનાં પાનાં ઉથલાવવા લાગ્યો. થોડી વારમાં એની આંખ મળી ગઈ.

એકાએક કોલાહલ સાંભળી તે જાગી ઊઠયો. આંખો ઉઘાડી તો રસોઇયો ને નોકર દીવાનખાનામાં જોરથી વાતો કરી રહ્યા હતા. ઘાંટો પાડી આવનારને અંદર આવવા તેણે જણાવ્યું; પરંતુ અચાનક લાલજીને જોઈ તે આશ્ચર્ય પામ્યો. આટલો વહેલો એ કેમ આવ્યો હશે તે એને સમજાયું નહિ.

લાલજી આગળ આવ્યો. તેની પાછળ એક સ્ત્રી હતી. તેણે એક ગંદી મદ્રાસી સાડી પહેરી હતી. તેના હાથમાં એક મોટું બંડલ હતું. એના મોં પર ઊંડા ખાડા પડી ગયા હતા. વદનમંડળ પર ચાઠાં હતાં.

એની બન્ને આંખોએ અંધાપો આવ્યો હતો.

વીજળીનો આંચકો લાગે તેમ સુમિત્ર ચમકી ઊઠ્યો: "કલ્યાણી !"

"આ બાઈ અચાનક દુકાને આવી હતી;" લાલજીએ ગંભીર બનવા પ્રયત્ન કર્યો. "સ્ટેશનથી તે સીધી આવી હતી. એની ચિઠ્ઠી પર આપનું નામ ને સરનામું લખેલાં હતાં. ઓફિસમાં કાંઈ પણ કહે તે પહેલાં હું તેને ઝટપટ અત્રે લઈ આવ્યો." પોતે સંપૂર્ણ અભિપ્રાય બાંધી ચૂક્યો હતો એ બીના લાલજીનાં વચનોમાં સ્પષ્ટ હતી.

પરંતુ સુમિત્રને લાલજીનો વિચાર જ આવ્યો નહોતો. એના પગ નીચેની ધરતી જાણે માર્ગ દઈ રહી હતી. એનું મગજ ફટકી રહ્યું હતું. એનું જાણીતું જગત અદૃશ્ય થઈ ગયું. ભયંકર વજ્રપાતમાં પણ રોષનું એક ભયંકર મોજું એના મગજમાં પસાર થઈ ગયું. આ કદરૂપું પ્રાણી કોણ હતું ? આ સુંદર જગતને એક ક્ષણમાં જ ભયંકર અરણ્ય કોણે બનાવી મૂક્યું ?

"અહીં ક્યાંથી ?" સુમિત્રે દાંત કચકચાવ્યા. "તને કોણે અહીં બોલાવી ?"

કલ્યાણી તો જમીન સાથે જ જડાઈ ગઈ. "તો હું ક્યાં જાઉં !" સુમિત્રનાં વચને એ ધ્રુસકે ધ્રુસકે રોઈ પડી. "મારી એક આંખ ગઈ એટલે પેલા મદ્રાસીએ મને હાંકી કાઢી. ગોપાલદાસે તમારું સરનામું આપ્યું હતું, એટલે એક માણસ સાથે અહીં આવી. જગતભરમાં મારું કોઈ નથી." અને પોટલી જમીન પર નાંખી એ ફસડાઈ પડી.

સુમિત્રના મગજમાં જેવું ઊભર્યું હતું તેવું જ રોષનું મોજું શમી ગયું. એ કોના પર રોષ કરતો હતો ? કેવો બદમાસ ! નીચ ! પોતાનું શિયળ વેચી એને બચાવનાર નિર્દોષ કન્યા આજે દુશ્મન બની ? એના જીવનમાં એનું કાંઈ સ્થાન નહોતું ? જગતનું સૌંદર્ય દાખવનાર દેવી અત્યારે ક્યાંથી કદરૂપ બની ગઈ ? એની નજર આગળ એ દુર્ભાગી સ્ત્રી પર વજ્રપાત થયો હોત તો સુમિત્ર સુખી થાત !

જાણે રંગભૂમિના તખ્તા પર કોઈ નાટક ભજવાઈ રહ્યું હતું. "હું પેઢી પર જાઉં છું; હજી ઘણું કામ બાકી છે," કહી સુમિત્રની પરવાનગી લીધા સિવાય લાલજી ઉતાવળે પગલે રવાના થઈ ગયો.

કલ્યાણી આવી હતી તે ભાડૂતી ગાડી હજી દરવાજે ઊભી હતી. હજી કોઈએ ગાડીભાડું ચૂકવ્યું નહોતું. ગાડીવાળાએ બહારથી બૂમ પાડી. સુમિત્રે એક રૂપિયો ફેંક્યો, એટલે એક લાકડાની પેટી ઉતારી ગાડીવાન વિદાય થયો.

સુમિત્ર ને કલ્યાણી હવે એકલાં રહ્યાં. સુમિત્ર કલ્યાણીની નજીક ગયો. કલ્યાણીને સમૂળગો અંધાપો આવ્યો હતો. સુમિત્રનો અવાજ કોમળ બની ગયો. રોષનું મોજું ઓસરી ગયું. બેહદ નિરાશા ને ગજબ લજ્જાએ તેનું સ્થાન લીધું હતું. હવે સુમિત્રનો વારો હતો. તેણે સંપૂર્ણ બદલો વાળવો જ જોઈએ. એને માટે કલ્યાણીએ પોતાના જીવનનું બલિદાન આપ્યું હતું, હવે સુમિત્રે બલિદાન આપવું ઘટે.

કલ્યાણીએ આંખો લોહી નાખી. અશ્રુરુંધ્યા અવાજે તેણે જવાબ આપ્યો : એને ખરેખર અંધાપો આવ્યો હતો; ફક્ત ડાબી આંખે તેને જરા જરા દેખાતું હતું.

સુમિત્રે નોકરને બોલાવ્યો; પેટી ને પોટલું લઈ જવા હુકમ કર્યો. કલ્યાણીને લઈ તે બહારની એક ઓરડી તરફ ગયો. માળીની ઓરડીની બાજુમાં એક ઓરડી ખાલી હતી. કલ્યાણીને હાલ તેમાં રાખવાનું સુમિત્રે ઠરાવ્યું. પોતાની જાત માટે એને ઝાઝો વિચાર કરવાનો નહોતો. કિસ્મતે એની બાજી હાથમાં લીધી હતી. એની કુમક વિના એનો વિનાશ ચોક્કસ હતો.

તેણે માલણને બોલાવી. કલ્યાણી માટે પથારી તૈયાર કરવા ને તેને ખાવાનું આપવા જણાવ્યું. પછી તે શયનખંડમાં પાછો વળ્યો. પલંગમાં પડી ફરીથી માસિક હાથમાં લીધું. એક પણ પાના પર નજર કર્યા સિવાય તેણે પાનાં ફેરવ્યા જ કર્યાં. માસિકનાં

પાનાં પર છપાયલાં ચિત્રો એની નજર આગળ તરવરતાં નહોતાં; ફક્ત બે જ વદન તેનાં ચક્ષુ સમીપ રમી રહ્યાં હતાં. બન્ને યુવાન સ્ત્રીનાં મુખારવિંદ હતાં. એક પ્રાતઃકાળ સમોવડું મધુર, સુંદર ને નિર્દોષ હતું. એની રેખાએ રેખામાં આનંદ ને આશા ભર્યાં હતાં. બીજું વદન બિમારીથી બગડી ગયું હતું. એના પર ત્રાસની રેખાઓ અંકિત થઈ હતી. ગરીબાઈ, દર્દ ને નિરાશાના અવતાર સમું એ લાગતું. બન્નેનો તેના પર સરખો હક્ક હતો. એકને એ જીવન સમર્પે, તો બીજાને સહન કરવાનું જ રહે.

પરંતુ એ કોને બચાવે ને કોનું બલિદાન દે ? તનમનને બચાવવા ધારે તો તે બલિદાન દઈ પોતાની જાતને પણ બચાવી શકે. કલ્યાણીને બચાવે તો જીવનમાં પ્રિયમાં પ્રિય ચીજોનું એને બલિદાન આપવું પડે. તનમન પર પણ વજ્રપાત થાય. એટલી બધી તે નાજુક હતી કે આવો વજ્રપાત સહન કરી શકે નહિ. સુમિત્ર કલ્યાણીને બચાવવાનો નિર્ધાર કરે તો એણે બે જીવનનાં બલિદાન દેવાં પડે. પરંતુ કલ્યાણીને એ કેવી રીતે છોડી શકે? જો તેનામાં માનવતાનો અંશ પણ હોય તો એમ બને જ નહિ. એ તદ્દન હતાશ બની ગયો. એના જેવું દુઃખી દુનિયામાં કોઈ જ નહિ હોય ! વખત જતાં તનમન એને વીસરી જાય. કદાચ પોતાનો સ્નેહ અન્ય પર પણ ઢોળે. સુમિત્ર કદી સુખી થાય નહિ. એનું જીવન બરબાદ થઈ જાય તેની એને પરવા નહોતી, પરંતુ તનમન પર સુમિત્ર કોઈ પ્રકારની ક્રૂરતા દાખવી શકે નહિ. પોતાના સુખનો વિચાર માત્ર પણ કરવાનો હવે એને હક્ક નહોતો. કલ્યાણીને કદી પણ રસ્તા પર મરવા દઈ શકે નહિ. જગતમાં એનું કોઈ નહોતું. પ્રભુએ એને અસહાય બનાવી દીધી હતી. એની અંધ દશાએ એને બિલકુલ અપંગ બનાવી મૂકી હતી. છતાં સુમિત્રના જીવનની અંધારઘેરી પળે એ તેની પડખે રહી હતી. એનો ભાર પોતાના પર ઝીલી લીધો હતો. એને એકલી નિઃસહાય રીતે કેમ મરવા દેવાય ?

## : ૧૭ :

મોડું થયું હતું છતાં રસોઇયો ચા–નાસ્તો લઈ આવ્યો. સુમિત્રે એના સામે નજર સરખી પણ કરી નહિ. એની ચા તદ્દન ઠંડી પડી ગઈ. એની ચોમેર અંધકાર ફરી વળ્યો. તે ઊભો થઈ ખંડ બહાર આવ્યો. નોકરને હાંક મારી કલ્યાણીના ખંડમાં દીવો મોકલવા સૂચના કરી. પછી દીવાનખાનામાં જઈ બેઠો.

તેના બારણા આગળ એકાએક એક મોટર આવી થંભી. તેમાંથી બે આકૃતિઓ ઊતરી. વિનયકાંત એક અંગરક્ષક લઈ ત્યાં આવ્યા હતા.

"સુમિત્ર છે કે?" વિનયકાંતે બહારથી જ પૂછ્યું.

લાલજી પણ નવરો બેસી રહ્યો નહોતો. આ ગૂંચવણનો એકદમ અંત આવે તે એક રીતે સારું જ હતું. "આ રહ્યો," સુમિત્ર ખુરશી પરથી ઊઠીને બોલ્યો. "અંદર પધારો!"

વિનયકાંત સંભાળથી પગલાં મૂકતાં અંદર આવ્યા, ને ખુરશી પર બેઠા. નોકરને બહાર ગાડીમાં બેસવા કહ્યું.

નોકર બહાર ગયો એટલે વૃદ્ધે ખોંખારો ખાઈ શરૂઆત કરી: "લાલજીએ મને ગંભીર વાત કરી છે. હું એ વાતો માનતો નથી, પણ તમારે માટે એવી બનાવટ કરે એટલું તેનું જિગર નથી. એટલે તમારી પાસેથી રૂબરૂ જ બધી હકીકત જાણી લેવી છે. મારી સ્થિતિ

તમે સમજી શકો છો. મારા આગમનથી બિલકુલ માઠું ન લગાડશો. પિતા તરીકે પુત્રીનું સુખ મારે જોવું જ જોઈએ, તેથી આ અણ-ગમતી ફરજ બજાવવા હું અહીં આવ્યો છું.

"લાલજીએ મારે માટે શું કહ્યું છે તે હું જાણતો નથી," સુમિત્ર બોલ્યો. "પરંતુ મારે માટે દરેક જાતની સંપૂર્ણ તપાસ કરવાનો તમને પૂરેપૂરો હક્ક છે."

તેઓ એકલા જ હતા તેની પ્રથમ વિનયકાંતે ખાતરી કરી લીધી. "કોઈ મદ્રાસી બાઈ અહીં આવી છે?" છેવટે તેમણે પૂછ્યું.

"હા!" સુમિત્રે ટૂંકો જવાબ દીધો.

"એ તમારા પરિચયમાં ક્યાંથી આવી?" તેમણે બીજો પ્રશ્ન કર્યો. "શા માટે એ અહીં આવી છે?"

એમના સ્વરના થરકાટે સુમિત્રનું દિલ પણ ગરમ થવા માંડ્યું. પરંતુ રોષે ભરાવાનો એને હક્ક નહોતો. અત્યારે એ પાંજરામાં ઊભેલા તહોમતદાર જેવો હતો. મિજાજ ખોવાનો એ સમય નહોતો; ઊલટું વિનયકાંતને ગુસ્સે થવાનો સંપૂર્ણ અધિકાર હતો.

"હું એને રંગૂનમાં મળ્યો હતો." સુમિત્રે બને તેટલી શાંતિ રાખવા પ્રયત્ન કર્યો. "હું એનો ઘણો જ ઋણી છું. મારા ઉપરના એ હક્કથી જ તે અહીં આવી છે. બળિયાના હુમલાથી એને અંધાપો આવ્યો છે. એની સંભાળ લેનાર કોઈ નથી, એટલે તેને આશરો આપવાની મારી ફરજ છે."

એનાં છેલ્લાં વચનો વિનયકાંતે સાંભળ્યાં નહિ. "તમે એનાં ઋણી છો, એટલે?" તેમણે પૂછ્યું. "તમે એની પાસેથી નાણાં ઉછીનાં લીધાં છે?"

"હા, પણ એટલેથી મારી વાત પૂરી થતી નથી;" સુમિત્રે આગળ ચલાવ્યું. "એણે મારી જિંદગી બચાવી છે. તેણે મને મદદ કરી નહોત તો હું રંગૂનથી પાછો જ ન ફરી શકત."

"એમ?" વિનયકાંત બોલ્યા. "હવે એનાં નાણાં ચૂકવી આપવામાં આવે તો તે હંમેશ માટે પાછી જવા તૈયાર છે? કે વારેઘડીએ પાછી આવી તમને સતાવ્યા કરવાની છે?"

વિનયકાંત સુમિત્ર માટે ખરાબમાં ખરાબ અભિપ્રાય બાંધી બેઠા હતા. રંગૂનમાં ગુજરાતીઓની ફસામણ વિષે એમણે ઘણું ઘણું સાંભળ્યું હશે એટલે આ કિસ્સો પણ એમણે એવા જ પ્રકારનો કલ્પી લીધો હશે. સુમિત્ર એમનો અભિપ્રાય બદલાવી શકશે? એણે પ્રયત્ન તો કરવો જ રહ્યો.

"આપ ધારો છો એટલી બધી ખરાબ વાત નથી." તે બોલ્યો." આપ રજા આપો તો હું બધી જ હકીકત આપને વિગતવાર કહું. એનો વિચાર આવતાં જ હું શરમથી દબાઈ જાઉં છું." એનું છેલ્લું વાક્ય એની વિરુદ્ધ ગયું તેનો સુમિત્રને ખ્યાલ ન રહ્યો. પાછળ-થી એને ખ્યાલ આવ્યો કે તેણે એ રીતે વાત મૂકવી જોઈતી નહોતી.

"મારે તમારી વાત નથી સાંભળવી." જરા કડકાઈથી વિનયકાંત બોલ્યા. "અમે જૂના જમાનાના માણસો રહ્યા, એટલે આવી વાતો અમે તમારી નજરે જોતા નથી. પરંતુ બનવાનું હતું તે બની ગયું. તેમાં આપણો કાંઈ ઇલાજ નથી. હવે એનો સદાને માટે ત્યાગ કરવા તમે તૈયાર છો કે નહિ એટલું જ મને જણાવો. ઘણાય માણસો યુવાનીમાં લપસી પડે છે, પણ પાછળથી સુધરી જાય છે."

સુમિત્રના દોષની વિનયકાંતને ખાતરી થઈ ચૂકી હતી. એ દોષિત હતો, પરંતુ જે આળ તેના પર મૂકવામાં આવતું હતું તે સાચું નહોતું. એની ધીરજનો પણ હવે અંત આવતો હતો. "તમારે મારી બધી વાત સાંભળવી જોઈએ," સુમિત્રે ફરી કહ્યું. "પછી એને વિદાય કરવી કે નહિ તેનો નિર્ણય કરીશું."

"તમારી વાત સાંભળીને શો લાભ?" વિનયકાંતે અધીરાઈથી કહ્યું. "માની લો કે મેં તમારી વાત સાચી માની, પણ તનમન

તમારી વાત માનશે? એની માતા માનશે? તમારી નિર્દોષતા એ લોકોને ગળે ઊતરશે? આખીયે વાત પર પડદો નાંખવો જ વાજબી છે. તમે એને વિદાય કરો ને હું લાલજીને સંભાળી લઈશ. તમારે વિષે એ વધુ જાણતો જણાય છે, પણ જગતમાં નાણાં શું કરી શકતાં નથી? મારી દીકરી તો બાળક જેવી નિર્દોષ છે. મારે એને કશું જ જાણવા દેવું નથી. તમે કહો છો તેવો આ બાઈ સાથેનો સંબંધ હું નિર્દોષ માની શકતો નથી. તમે પત્રવ્યવહાર ચાલુ રાખ્યો છે. એને નાણાં પણ મોકલ્યાં છે. લાલજી પાસે દરેક જાતના પુરાવાઓ છે. જોકે એણે તમારાં ખિસ્સાં ફેંદવાં જોઈતાં નહોતાં, પણ આ બાબતમાં હું તેને શિક્ષા કરી શકતો નથી. લગ્ન થઈ ગયું હોત ને પછી બધી વાત બહાર પડી હોત તો?"

ગોપાલદાસનો પત્ર કેવી રીતે ગુમ થયો એ હવે જ સુમિત્રના ખ્યાલમાં આવ્યું. લાલજીની દુશ્મનાવટનું ઊંડાણ તે અત્યાર સુધી બરાબર માપી શક્યો નહોતો. રંગૂન મોકલેલા મનીઓર્ડરની પહોંચ આવી નહોતી. કદાચ લાલજીએ જ તે ઉડાવી લીધી હશે.

એ સ્થિર દૃષ્ટિએ વૃદ્ધ તરફ જોઈ રહ્યો. "મને ચરિત્રહીન માની તમે તમારી દીકરી મને સોંપી શકશો?"

"ત્યારે બીજું શું થાય?" વિનયકાંતે ઉત્તર દીધો. "કોઈ ગોરે કાંઈ આ ચોકઠું ગોઠવ્યું નથી એટલે ચટ દઈ હું સંબંધ તોડી નાખું. તમે બન્નેયે બધી વાત નક્કી કરી છે. એ છોકરી તમને ખૂબ જ ચાહે છે. હું સંબંધ તોડી નાખું તો એ છોકરી જીવી શકે? તમે એને પાશ્ચિમાત્ય મહિલા જેવી માનો છો કે દર મહિને તે પોતાનો પતિ બદલ્યા કરે? એ મરે કે જીવે પણ હું તેને તમારી સાથે પરણાવી તો ન જ શકું. તમે આ બાઈને વિદાય કરો તો જ તે બને. હું માનું છું કે તમને મારી વાત ગળે ઊતરે છે."

"હું બધું જ સમજું છું." સુમિત્ર દાંત પીસીને બોલ્યો. તેને

એ વૃદ્ધનો ટોટો પીસી નાખવાનું ઘડીભર મન થયું. "તમારી દીકરીને બધી વાત કહેવા દો, પછી હું તમારો નિર્ણય માથે ચઢાવીશ."

"ના, એ નહિ બને." વિનયકાંત બોલ્યા. "એ તો હજી છોકરું છે. જગત કે એની કલંકકથામાં એ શું સમજે? એણે અંગ્રેજીનો અભ્યાસ કર્યો છે, પરંતુ તેથી કાંઈ તેનામાં ડહાપણ આવ્યું નથી. એ તમને ચાહે છે. તમે કાળી બાજુને ઊજળી જણાવો તો એ તેને ઊજળી માની લે એવી છે. પણ દુનિયા કેવી હોય છે તેનો અમને પુષ્કળ અનુભવ છે. ઉઘાડી આંખે અમે તેને આપઘાત કરવા ન દઈએ."

"ત્યારે આપનો એ છેવટનો નિર્ણય છે?" સુમિત્રે પૂછ્યું.

"હા," વિનયકાંતે ઉત્તર દીધો." તમે એ બાઈને વિદાય કરો. તમે માગો તે રકમ આપવા હું તૈયાર છું. તમે પહેરામણી લેવાના નહોતા એટલે થોડોક બચાવ થવાનો હતો તે ભલે ન થાય. મેં ઘણુંય બચાવ્યું છે. ભવિષ્યમાં પીડા ઊભી ન થાય એનો તમારે પાકો બંદોબસ્ત કરવાનો."

સુમિત્રના મગજમાં ભડકા ઊઠ્યા. વૃદ્ધના એ સ્વરની કડવાશ એના દિલ સોંસરી નીકળી જતી હતી: જાણે ઝેર પાયેલાં બાણ.

"પોતાની સ્વેચ્છાએ વિદાય થાય તો જ હું એને વિદાય કરી શકું—" ન છૂટકે સુમિત્ર બોલ્યો "તે પણ એની સુખસગવડની તમામ વ્યવસ્થા કર્યા પછી જ."

"શું કહ્યું?" વિનયકાંત ખુરશી પરથી ઊભા થઈ ગયા. "બેશરમ!" બોલતાં બોલતાં ક્રોધથી એમનાં અંગો કંપી રહ્યાં. મારી આગળ આવી વાતો બોલતાં શરમ નથી આવતી? બસ, હવે આપણા સંબંધનો અંત આવે છે." ગુસ્સામાં ને ગુસ્સામાં તે ખંડ બહાર ચાલ્યા. તેમનો નોકર આવી પહોંચ્યો ન હોત તો તે ગબડી પડત. બહાર આવી તેઓ ઝડપથી ગાડી હંકારી ગયા.

સુમિત્ર ખુરશી પર પડ્યો. કેટલીક વાર સુધી તો તે હાથ-પગ પણ હલાવી શક્યો નહિ. વિચાર પણ કરી શક્યો નહિ. તેનો નોકર અંદર આવ્યો. ખાવાનું પીરસવા રજા માગી. મહારાજ રસોઈ તૈયાર કરી ક્યારનોય વાટ જોતો હતો. સુમિત્રે એને વિદાય કરી દીધો. એને વાળુ કરવાની જરા પણ ઇચ્છા નહોતી. થોડી વાર પછી તે પથારીમાં પડ્યો.

ભાવી જીવનનાં ઘડેલાં તમામ સ્વપ્નો એણે ક્રૂર હાથે ભૂંસી નાખવાં જ જોઈએ. માત્ર કાળી ભૂમિકા જ રહેવાની હતી. તેના પર ઇચ્છા મુજબ ચિતરામણ ચીતરવા ભાવીને છૂટ હતી.

એની ચોમેર અંધકાર વધતો જ ગયો. નોકરો, માળી ને માલણ બધાં જ ઊંઘી ગયાં. માત્ર બે જ જણ જાગતાં હતાં. ઘવાયલા દિલનો સુમિત્ર ને માંદી અંધ કલ્યાણી. એને આપવામાં આવેલો ખોરાક એણે ફેંકી દીધો. પોતાની ફાટીતૂટી ગંદી પથારી પર એણે ઊંઘવા પ્રયત્ન કર્યો, પરંતુ નિદ્રાદેવીએ એના પર કૃપા કરી નહિ. તે ઊભી થઈ. ભીંતના ટેકે એણે દ્વાર શોધી કાઢ્યું. બહાર જોતી તે ઉંમરા પર બેઠી. રાત્રિ અંધારી હતી. તારાના પ્રકાશમાં બંગલો આછેરો દેખાતો હતો. કલ્યાણીની દૃષ્ટિમાં એટલું જોવાની પણ શક્તિ નહોતી. તે અંધકારમાં તાકી રહી. એનાં નયનોમાંથી ધોધમાર અશ્રુઓ સરી પડ્યાં. જગતનાં તમામ માનવીમાં એકલો સુમિત્ર જ એનો ત્યાગ નહિ કરે એવી અમર આશામાં એણે આટલી આકરી મુસાફરી ખેડી હતી.

સુમિત્ર હમેશાં ઘણો વહેલો ઊઠતો, પરંતુ આજે પથારીમાંથી ઊઠતાં એને ઘણી જ અશક્તિ લાગી. મહિનાઓનો માંદો હોય એમ લાગ્યું. એની શક્તિ જાણે સમૂળગી હરાઈ ગઈ હતી. પરંતુ જગત એની વાટ જોઈ રહ્યું હતું, એ વાત એણે ભૂલવાની નહોતી. એના મહેમાન માટે ખાવાપીવાની ને બીજી વ્યવસ્થા તેણે કરવાની હતી. વિનયકાંતે એને હજી રજા આપી નહોતી, એટલે પેઢી પર ગયા વિના

પણ એને છૂટકો નહોતો. એના ભાવિનો પણ એણે વિચાર કરવાનો હતો. કેમ જીવવું ? ક્યાં જીવવું ? એ બધી યોજનાઓ એણે ઘડવાની હતી. એ જીવતો હતો ત્યાંસુધી જીવનના બધાય દાવા એણે ચૂકવવાના જ હતા.

એ પથારીમાં બેઠો થયો. એના નોકરને બોલાવ્યો. માલણને બોલાવી લાવવા કહ્યું. થોડી વારે માથે ઘૂમટો તાણી માલણ આવી. સુમિત્રે એને નાણાં આપી કલ્યાણી માટે જરૂર ચીજો લાવવા સૂચના આપી. જમી–પરવારી કલ્યાણીને એ મળવાનો હતો. એને બપોરે લઈ આવવા માલણને સૂચના પણ કરી.

પછી સુમિત્રે સ્નાન કર્યું. તેનામાં જરા તાજગી આવી. એણે ચા પીધી, પણ તે નાસ્તો લઈ શક્યો નહિ : નાસ્તો એને ગળે ઊતર્યો જ નહિ. પેઢી પર એણે દસ વાગે હાજર થવું જ જોઈએ. ત્યાં માણસોને એ શું મોં બતાવશે ? લાલજીએ બધે વાત ફેલાવી દીધી હશે. નહિ તોય એની પરિસ્થિતિમાં કાંઈ જ ફરક પડવાનો નહોતો. ઑફિસમાં દરેક જણે કલ્યાણીને જોઈ હતી. દરેકે પોતપોતાનો અભિપ્રાય બાંધી પણ લીધો હશે.

એ બહારના ખંડમાં જઈ બેઠો. એનું લગ્ન તો હવે બંધ જ રહ્યું હતું. એમાં શંકા જ નહોતી. વિનયકાંત એમની માગણીમાં મક્કમ હતા ને સુમિત્ર પોતાના વિચારમાં મક્કમ હતો. કલ્યાણીનો એ કોઈ પણ હિસાબે ત્યાગ કરી શકે તેમ નહોતું. કદાચ એની નોકરી પણ તૂટી જાય. એને અમદાવાદ પણ છોડવું પડે. કલ્યાણીને પણ સાથે લઈ જવા વ્યવસ્થા કરવી પડે. પ્રથમ તો એણે મુંબઈ જવાનો જ વિચાર રાખ્યો. પણ મુંબઈ જઈ એ શું કરશે ? રંગૂનથી મુંબઈ આવ્યો ત્યારે એ બેકાર હતો, પરંતુ એનું નામ કલંકવિહોણું હતું. નલિન એને મદદ કરતો. હવે એ અપકીર્તિ વહોરી પાછો ફરશે. નલિનને પણ મોં કેમ બતાવાશે ? એની બહેને મોકલેલી રકમ ને એનો ચડેલો પગાર મળી ફક્ત ત્રણસો રૂપિયા જ એના હાથ પર હશે.

એની પાસે બીજી મિલકત પણ હતી. મુંબઈથી આવેલું ઝવેરાત મોજૂદ હતું. હવે તે વેચી પોતાની ભૂખતરસ છિપાવી શકશે. જરૂર પડયે બધું જ કામ લાગે. એનો કંઠ ભરાઈ આવ્યો. એણે ખુરશી પર મસ્તક નાખી દીધું. એણે સંયમ રાખવા ખૂબ ખૂબ પ્રયત્ન કર્યો. દર્દ તો એના કિસ્મતમાં લખેલું જ હતું. એથી મૂંઝાવાનું શું? પરંતુ પ્રભુ નિર્દોષને પણ કેમ જંપવા દેતો નથી? તનમનનો બિચારીનો કશો જ દોષ નહોતો, છતાં પ્રભુએ એને આવો ઘાતકી ફટકો કેમ લગાવ્યો? એના જીવનમાં આટલી શરમ ને આટલો વિષાદ શાને? ન્યાયસાગરમાંથી આવો અન્યાય ક્યાંથી ઊભરાયો?

એવામાં બારણાં આગળ કોઈનાં ધીમાં પગલાં સંભળાયાં. સુમિત્રનાં નેત્રામાં અશ્રુ ઊભરાયાં હતાં એટલે તેણે ઊંચું જોવા પ્રયત્ન કર્યો નહિ. કદાચ કલ્યાણી હશે. ઘડીભર છો એ ઊભી રહેતી. આ બે કમનસીબ આત્માઓ માટે અનંત અશ્રુઓ જ સરજાયલાં હતાં, એટલે એકબીજાના દેખતાં અશ્રુ ઊભરાય તેમાં કોઈએ પણ સંકોચ પામવાનું કારણ નહોતું.

એકાએક કોઈ એને પાયે લાગ્યું. ચમકીને તે ઊભો થઈ ગયો. જીવનભરમાં એ સ્પર્શ તે કદી ભૂલી શકે તેમ નહોતો. તનમનને બન્ને હાથે ઊભા કરી, તે બોલી ઊઠ્યો: " તું અહીં કેવી રીતે આવી?"

તનમનનાં વિશાળ નયનોમાં આંસુ હતાં. " તમે જ મને અહીં આવવા ફરજ પાડી છે." તેણે ઊંચું જોયું. " તમે અહીં શું કરો છો? પિતાજી તો ઘેર ધમાલ મચાવી રહ્યા છે."

વિનયકાંતના સ્મરણ માત્રથી સુમિત્રે વીજળીનો આંચકો અનુભવ્યો. સત્ય વસ્તુસ્થિતિનું એને ભાન થયું. તનમનને સ્પર્શ કરવાનો પણ એને શો હક્ક હતો? ક્ષણભર એ બધું જ ભૂલી ગયો હતો. એમનો સગાઈસંબંધ છૂટી ગયો હતો. એ તો એના યુવાન જીવનનો

ઉચ્છેદક હતો. એક ખુરશી ખેંચી આણી એણે તનમનને બેસાડી આંખો લૂછી એણે સ્વસ્થ દેખાવાનો ડોળ કર્યો.

"શું થયું છે એ મને સાફ સાફ શબ્દોમાં કહી નાખો." તનમન બોલી. "પિતાજીની વાતમાં મને કશીયે સમજ પડી નહિ. બા તો મને જવાબ જ આપતી નથી. મારાં બહેનબનેવી તમારી વાત જાણશે એ વિચારે એ તો સ્તબ્ધ જ બની ગયાં છે. તમારે ઘેર એવું તે કોણ આવ્યું છે?"

"તું કોની સાથે આવી?" સુમિત્રે એનો પ્રશ્ન ઉડાવ્યો. "તું અહીં આવી છે તે તારાં વડીલો જાણે છે?"

"ના, કોઈ જાણતું નથી." તનમને ઉત્તર દીધો. "હું એકલી જ ભાડાની ગાડીમાં આવી છું. બા બહેનોને લઈ ગંગાકિનારે ગઈ છે. અત્યારે ઘેર કોઈ નથી."

કલ્યાણીની કેટલી હકીકત તનમનને કહેવી તેનો સુમિત્રને વિચાર થઈ પડ્યો. એની વાત એ માનશે? કે એના બાપુજી પેઠે એ પણ એને દોષિત માનશે?"

"મારે પ્રથમથી જ તને બધી વાત કહેવી જોઈતી હતી." સુમિત્રે શરૂઆત કરી. "તારાથી મેં સત્ય હકીકત છુપાવી તેથી જ મારે આ શિક્ષા સહન કરવી પડે છે. પણ તને બધી વાત કહેતાં વિલંબ થશે. તું અહીં કેટલું રોકાઈ શકશે?"

"એકાદ કલાક—બાપુજી અહીં ન આવી ચઢે તો." વિષણ્ણ હાસ્ય હસતાં તનમન બોલી.

"તું અહીં આવી છે એ તે જાણે છે?" સુમિત્રે ફરી પૂછ્યું.

"ના, કોઈ નથી જાણતું. હું તમને પહેલેથી કહી તો ચૂકી." તનમને ઉત્તર દીધો. "નોકરોને પૂછપરછ કરતાં જ એમને ખબર પડ્યા વિના રહેશે નહિ. મારે માટે એ લોકો જ ગાડી ભાડે કરી આવ્યા હતા."

એનું વાક્ય પૂરું થયું ન થયું ત્યાં તો વિનયકાંતની ગાડી દરવાજા આગળ આવી ઊભી. નીચે ઊતરી બનતી ઝડપથી તે અંદર આવ્યા. " ચાલ, જલદી ઘેર ચાલ, મૂર્ખ છોકરી ! " બારણા આગળ ઊભે ઊભે જ તેમણે ગર્જના કરી. "કોની રજાથી તું અહીં આવી છે ?"

" એને સત્ય જાણવું છે. " સુમિત્ર ને તનમન ઊભાં થઈ ગયાં. " હું એને બધી વાત કહેવા તૈયાર છું. મને બધી હકીકત કહેવા દો." સુમિત્રે કહ્યું.

વિનયકાંતે અંદર આવી તનમનનો હાથ પકડયો. " કશું જ સાંભળવાની જરૂર નથી. મારી સાથે જલ્દી ઘેર ચાલ. આ શું ? જુઓ સુમિત્ર, તમને પણ સાફ સાફ શબ્દોમાં જણાવું છું કે મારી દીકરીને તમે ફસાવી છે, તો હું તમારી સામે કેસ કરીશ. હજી એ સગીર છે. ભૂલશો નહિ."

તનમનનું વદન ગુસ્સાથી લાલચોળ બની ગયું. " ઘેલા થયા છો કે શું ? બાપુજી, આ શું બકવા માંડયું છે ? તમે ઘેર બોલાવવા આવ્યા છો તો હું આવવા તૈયાર છું. બાકી હું પણ તમને જણાવી દઉં છું કે સુમિત્રને મોઢે એમની હકીકત સાંભળ્યા વિના હું એમને કદી દોષિત માનવાની નથી." અને સ્થિર પગલે તે ખંડ બહાર નીકળી ગઈ.

ગાડી વિદાય થઈ કે સુમિત્ર ખુરશીમાં ફસડાઈ પડયો. પાછળ અવાજ સાંભળી એણે એ તરફ નજર કરી. માલણ એના શયનખંડમાં ઊભી હતી. કલ્યાણી તેની બાજુમાં જમીન પર બેઠી હતી.

સુમિત્ર ખુરશી પરથી ઊઠી તેમની પાસે ગયો, ને પૂછ્યું: " ક્યારનાં ત્યાં બેઠાં છો ? " કલ્યાણીએ કશો જ ઉત્તર દીધો નહિ. તનમનના આવ્યા પછી તુરત જ તેઓ ત્યાં આવ્યાં હતાં; જાણી જોઈને તેઓ ખંડમાં જ બેસી રહ્યાં હતાં.

એટલે કલ્યાણીએ બધું જ સાંભળ્યું. સઘળું જોયું. તેમાં શું થઈ ગયું ? તનમન નિર્દોષ હતી. એને કોઈનોય ડર લાગે તેમ નહોતો.

: ૧૮ :

**કલ્યાણીને** સુમિત્ર પાસે મૂકી માલણ ચાલતી થઈ. એક નેતરનું સ્ટૂલ તેની પાસે ખસેડી કલ્યાણીને તે પર બેસવા સુમિત્રે વિનવણી કરી. કલ્યાણીએ ના પાડી. એ હતી ત્યાં જ બરાબર હતી. સુમિત્રે વધુ આગ્રહ કર્યો નહિ.

ભાવિ વિચાર કરવા તેણે કલ્યાણીને બોલાવી હતી. તનમનના અણધાર્યાં આગમને સુમિત્રનું ચક્કર ફેરવી નાખ્યું. એના દિલમાં વ્યાપેલી ગજબ નિરાશા અલોપ થઈ. તનમન સગીર હતી, છતાં પોતાના મનની માલિક હતી એટલી એના દિલને ખાતરી થઈ. વિનયકાંત એને કદી પોતાની ઇચ્છાને આધીન કરી શકશે નહિ. એને પોતાના નિર્ણયોમાં જ શ્રદ્ધા હતી. એ કોઈથી ડરતી નહિ. બહારથી એ કોમળ ફૂલ જેવી લાગતી, પણ અંતરમાં વજ્ર સમોવડી હતી. પોતાની સ્વેચ્છાથી સુમિત્રનો એ ત્યાગ કરે નહિ, તો જગતની કોઇ પણ શક્તિ એના બાહુપાશમાંથી એને વછોડી શકનાર નહોતી.

થોડાક કલાક પહેલાં તો સુમિત્રે સમૂળગી આશા છોડી દીધી હતી. સદાને માટે તનમન ખોઈ, એવું એ માની બેઠો હતો. પરંતુ અરુણોદયના ધુમ્મસ પેઠે એ નિરાશાનો પડદો એના દિલ પરથી ઓચિંતો સરી પડયો. એના દિલમાં આશાની જ્વલંત જ્યોત જાગી. એના હૈયામાં નવી આશા ને નવું જોમ રેડાયાં. તનમન મળશે જ

એવી એને ખાતરી થઈ. ધ્યેય પાર પાડવા એને પરિશ્રમ ઉઠાવવો પડશે, પણ પરિશ્રમની એને પરવા નહોતી. જરા પણ મહેનત વિના કેવી રીતે એ આદર્શ સિદ્ધ કરવાનો હતો ? સુમિત્રની એવી હરામખોરી પ્રભુથી સહન થઈ નહિ. તેથી જ તેને આ દંડ દેવા વારો આવ્યો. હવે તો લોહિયાળ પગે કંટકભર્યો માર્ગ કાપી તનમનને મેળવવાનો અધિકાર તે પ્રાપ્ત કરશે. પછી જગતની કોઈ શક્તિ એમને વિખૂટાં પાડી શકશે નહિ.

પરંતુ સૌથી મોટી મુસીબત તો તેની સામે જ ખડી હતી. કલ્યાણીને ક્યાં રાખવી એ મોટો પ્રશ્ન હતો. જગતની દૃષ્ટિથી, તનમનની નજરથી એને કેવી રીતે દૂર રાખવી ? મનુષ્યત્વનો પોતે જરા પણ દાવો કરતો હોય તો દુનિયાની દયા પર જીવવા એ બિચારીને તે કદી હડસેલી શકે નહિ. માનવતાનો આદર્શ એ જરા પણ ચૂકે તો પ્રભુ એને તનમનરૂપી વરદાન કદી બક્ષે નહિ.

" મને કેમ બોલાવી ?" એની વિચારમાળામાં કલ્યાણીના પ્રશ્ને ભંગ પાડ્યો.

સુમિત્રે તેને એના ભાવિ જીવન માટે વાતો કરવા બોલાવી હતી.

મસ્તક નીચું નમાવી કલ્યાણી કેટલોક સમય મૌન રહી. " મારી માસી ઉપરાંત મારાં બીજાં સગાં પણ રંગૂનમાં રહે છે. મને અંધાપો આવ્યો, એટલે મારા નિર્વાહ જોગું કમાઈ લેવાની મારી શક્તિ સાવ હરાઈ ગઈ છે. બળિયાના હુમલાથી હું છેક જ કદરૂપી બની ગઈ છું. મને હવે પરણે પણ કોણ ? માસીએ આ સઘળી વસ્તુસ્થિતિનો ક્યાસ કરીને જ મને ઘર બહાર કાઢી છે. "

સુમિત્ર ઘડીભર ઊંડા વિચારમાં પડી ગયો. " હું નિયમિત નાણાં મોકલું તો તારી માસી તને સંઘરે ખરી ?"

કલ્યાણીએ અંધ આંખો ઊંચકી સુમિત્ર સામે જોયું. એનાં નયનમાં સુમિત્રે આંસુ ઊભરાતાં દીઠાં. " માસી કોઈ વાત સાંભળવા

તૈયાર નથી. ગોપાળદાસ પણ એ વાત કરી ચૂક્યા હતા. તમારાં વચન પર એ દુનિયાની ડાહી ડોશી વિશ્વાસ રાખે તેમ નથી. એને ઘેર હું ઠરી ઠામ બેસું એટલે તમે નાણાં આપતા બંધ થાવ એવો તેને ભય છે." કલ્યાણીએ પોતાની વાત પૂરી કરી.

સુમિત્રની દૃષ્ટિએ ફરી અંધારું ઊતરતું જણાયું. એમ સહેલાઈથી છટકી જવાય તેમ નહોતું. કલ્યાણીનું ઋણ સંપૂર્ણ રીતે ફેડ્યા વિના એનો છૂટકો નહોતો. પછી જીવનનું જેમ ટકે તો જ એણે તનમન મેળવવા વિચાર કરવાનો. અત્યારે તો એણે જીવનનિર્વાહનો માર્ગ પ્રથમ શોધી કાઢવાનો : કલ્યાણીને લઈ પહેલી તકે અલહાબાદ છોડવાનું.

પણ એણે પેઢી પર તો જવું જ જોઈએ. ઝટપટ જમી તેણે પેઢીનો માર્ગ લીધો.

ઑફિસના માણસોના વર્તનમાં જરા પણ ફરક પડ્યો નહોતો. લાલજીએ પણ જરાય દુર્વર્તન દાખવ્યું નહિ. સુમિત્રનું ભાવિ પલટાઈ ગયું હતું તેનો એણે અણસારો પણ આવવા દીધો નહિ. પરંતુ સુમિત્રે એ કશા પર ધ્યાન આપ્યું નહિ. દર્દના ડંખથી મન વાળી એણે ઘાયલ જિગરને કામમાં પરોવવા મથામણ કરી. મહાપ્રયત્ને એણે પેઢી ઠેકાણે આણી હતી. છેલ્લા થોડાક દિવસથી એ અથાગ પરિશ્રમ કરી રહ્યો હતો, એટલે પોતે ધારે તો મહિનાની આખરે વિદાય થવું હોય તો થઈ શકે.

છેક સાંજે તે ઘેર જવા નવરો થયો. તિજોરીમાં મૂકેલું પારસલ તેણે બહાર કાઢ્યું. ઘરમાં પ્રવેશતાં જ એને એક પત્ર મળ્યો. તનમનના અક્ષર એ તુરત પારખી ગયો. પલંગ પર બેસી એણે પત્ર ઉઘાડ્યો.

"ઘેર આવ્યા બાદ બાપુજીએ ઘણી ઘણી વાતો કહી નાખી. એમના અભિપ્રાય મુજબ તમે બદમાસ છો. તમારા જેવાને એ દીકરી કદી દઈ શકે નહિ. હું સગીર છું. પિતાજીની ઇચ્છાને આધીન થયા સિવાય મારો છૂટકો નથી. તમારી તબિયત અચાનક બગડી છે તેથી લગ્ન મુલતવી રાખવા ડૉક્ટરોએ સલાહ આપી છે એવી વાત પિતાજીએ જાહેર કરી છે

સત્ય પરિસ્થિતિ જાહેર કરવા એ વૃદ્ધ પુરુષ બિલકુલ તૈયાર નથી."

"હું બાપુજીનું કહેવું માનવા તૈયાર નથી. તમને હું કદી બદમાસ ગણી શકું તેમ નથી. હું સત્ય હકીકત જાણતી નથી. મારે સત્ય જાણવું છે. પરંતુ બાપુજી મારા પર સખ્ત દેખરેખ રાખે છે. તમારી મુલાકાત અશક્ય બની છે. પત્ર લખું તોય તમને પહોંચે કે કેમ એ પ્રશ્ન છે. પરંતુ હું મળી શકું ત્યાંસુધી તમારે અલ્હાબાદમાં જ રહેવું, એવી મારી તમને ખાસ વિનતિ છે."

લિ.

**તનમન**

સુમિત્રે તે પત્ર પરબીડિયામાં પાછો મૂકી દીધો. જગતમાં તેને હજી પણ એક મિત્ર રહ્યો હતો. સત્ય જાણ્યા સિવાય જ તનમન તેનામાં વિશ્વાસ મૂકી રહી હતી; બીજા તો એની પૂરી વાત સાંભળવા પણ તૈયાર નહોતા.

તનમનના સંબંધની કલ્યાણીને ખબર પડી ચૂકી હતી. નોકરો, માળી, માલણ સર્વે સુમિત્રને વિનયકાંતના જમાઈ તરીકે જ પિછાનતાં હતાં, એટલે કલ્યાણીએ પણ સાચી હકીકત મેળવી લીધી હતી.

## : ૧૯ :

**સુમિત્રે** વાળુ કરવાનું માંડી વાળ્યું. તે વહેલો પલંગમાં પડચો. દીવા ઓલવી એણે નિદ્રાધીન થવા પ્રયત્ન કર્યો, પરંતુ એકાંત મળતાં જ વિચાર–પરંપરા જાગી ને નિદ્રા સાવ ઊડી ગઈ. આખરે કંટાળી તે પથારીમાંથી ઊઠચો. તેણે ફરી દીવા સળગાવ્યા. બાજુના ખંડમાંથી કાગળ, કલમ ને શાહી લઈ આવ્યો. તે વિનયકાંતને પત્ર લખવા બેઠો. ધંધાનો જ એ પત્ર હતો. "મહિનાની આખરે હું નોકરી છોડવા માગું છું. તમારે નવો મેનેજર શોધવા નોટિસ જોઈતી હોય તો હું વધારે નોકરી કરવા તૈયાર છું. તમારે ત્યાં મારી ઘણી ચીજો હજી પડી છે. તે લેવા હું કાલે માણસ મોકલીશ." કાગળ પૂરો કરી પરબીડિયામાં બીડી તેણે ટેબલ પર મૂકચો. વહેલી સવારે તે મોકલી આપવાનો એનો વિચાર હતો. એના કુટુંબની કેટલીક છબીઓ તનમને રાખી હતી એનું શું કરવું ? તનમન એ પાછી મોકલશે કે રાખશે ? એમાં સુમિત્રની તો એક પણ છબી નહોતી.

સુમિત્રને ખંડમાં ગરમી લાગવા માંડી. તે આંગણામાં આવી આંટા મારવા લાગ્યો. એના મગજ પરનો ભાર જરા ઓછો થયો. ફરી એ પથારીમાં પડચો. નિદ્રાદેવીએ તેના પર કૃપા કરી.

સવારે નોકર સાથે એણે પેલો પત્ર રવાના કર્યો. એની વસ્તુઓ લેતા આવવા પણ તેણે નોકરને સૂચના કરી. ઝટપટ ચા પી ભાડાની ગાડી મગાવી એ બહાર નીકળી પડચો. ઘરમાં એને બિલકુલ ચેન

પડતું નહોતું. ઑફિસે જરા મોડું જવાય તેની હરકત નહોતી. ત્યાં જવાની ઉતાવળ પણ નહોતી.

યમુના ઘાટ ને બગીચાઓમાં ફરી લગભગ અગિયાર વાગે એ પાછો ફર્યો. નોકર એની ચીજો લઈ આવ્યો હતો. સુમિત્રના પત્રનો વિનયકાંતે જવાબ પાઠવ્યો હતો. ઇચ્છા હોય ત્યારે મહિનાની આખરે કે પછી છૂટા થવા તેમણે સુમિત્રને પરવાનગી આપી હતી. સુમિત્રે મહિનાની નોટિસ માગી નહોતી એટલે વિનયકાંતે આગ્રહ પણ કર્યો નહોતો. એકાએક નોકરીમાંથી છૂટા થવા બદલ પંદર દિવસનો પગાર આપવા પણ તેમણે ખુશી બતાવી હતી. સુમિત્ર હસ્યો. એણે વિનયકાંતને સરલ વડીલ માની લીધા હતા. સંયોગપલટાએ એમના ચારિત્ર્યમાં પણ ગજબ પલટો આણી દીધો. તનમને પેલા ફોટોગ્રાફો મોકલ્યા નહોતા. એ મોકલવાની જ ક્યાં હતી ?

સ્નાન કરી, નાસ્તો લઈ, સુમિત્રે પેઢીનો રસ્તો લીધો. એના દિલનું દર્દ અનેકગણું વધી ગયું. એની તીવ્રતા કદી ઓછી નહિ થાય ? મૃત્યુથી જુદાં પડેલાંનો વિરહ વખત જતાં વીસરાય છે, પરંતુ આવો જીવનવિરહ કેમ વીસરાય ? પ્રભુનો આ આદેશ પણ નહોતો. મનુષ્યની ક્રૂરતાએ જ તે પરિસ્થિતિ ઊભી કરી હતી. જીવનનું સંપૂર્ણ જોમ વાપરી મનુષ્ય પરિસ્થિતિ સાથે ઝઘડી લેવા તૈયાર થાય છે. એને આધીન થતાં એને શરમ આવે છે.

સુમિત્ર વિનયકાંતને ઘેર ઓચિંતો જઈ ચઢે તો ? પેઢી પર કામ કરતાં આ વિચાર એના મગજમાં વારંવાર ઘોળાયા કર્યો. વિનયકાંત ભાગ્યે જ એના વિરુદ્ધ બળજબરી કરી શકે. પરંતુ એમ કરતાં સઘળી વાત ઉઘાડી પડી જાય. છતાં તનમનને મળી શકાય ખરું. એના દર્શનની સુમિત્રને અતિશય તાલાવેલી લાગી. તનમને એને ખૂબ જ વિશ્વાસ આપ્યો હતો, પરંતુ એ મુલાકાત લઈ શકશે ? એકાંતમિલનની વ્યવસ્થા કરી શકશે ? સુમિત્ર પુરુષ હતો છતાં એને નિરાશા વ્યાપતી હતી, તો એ છોકરી શી યુક્તિ કરી શકે ? જગતની

રીતરસમોની એને શી ખબર ?

બીજો દિવસ પણ પૂરો થવા આવ્યો. સાંજે એ ઘેર આવ્યો ત્યારે કલ્યાણી એની પાસે આવી. માલણનો હાથ ટેકવી એને આશરે તે આવી હતી. પ્રથમની માફક એ જમીન પર બેઠી. "મારે રહેવા માટે તમે શી જોગવાઈ કરી છે ?" તેણે પૂછ્યું.

સુમિત્ર અજબ થયો. એના રહેવાનો શો બંદોબસ્ત કરવાનો હતો ? કલ્યાણી નોકરી કરી શકે એવી સ્થિતિમાં તો હતી જ નહિ. એનાં કોઈ સગાંવહાલાં નહોતાં. પછી એને કોણ આશ્રય આપે ? સુમિત્રની સાથે રહ્યા સિવાય એને બીજો આરો નહોતો.

"પણ એથી તો તમે મોટી મુશ્કેલીમાં મુકાયા છો." ત્રુટક સ્વરે તે બોલી.

સુમિત્રે હસવા પ્રયત્ન કર્યો: "મને કશી જ મુસીબત નથી. મુશ્કેલી તો તારે વેઠવી પડે છે. તને બરાબર ખોરાક પણ મળતો નથી."

"હું બધું જ જાણું છું;" કલ્યાણીએ ડોકું ધુણાવ્યું. "મારે લીધે તમારે ઘણું વેઠવું પડયું છે. મને કોઈ અંધાશ્રમમાં મોકલી આપો. હું ત્યાં નિરાંતે રહીશ."

સુમિત્રે એને સમજાવવા વ્યર્થ પ્રયત્ન કર્યો. થોડી વાર બેસી, માલણનો હાથ ટેકવી, આંખો લૂછતી, કલ્યાણી વિદાય થઈ.

પ્રભુ આમ કયાં સુધી એની કસોટી કરશે ? બીજાને દુઃખી બનાવવા જ એ જન્મ્યો હતો ? પોતાના જીવનભરનો ઉલ્લાસ ફગાવી દેવા એ તૈયાર હતો. એ ગરીબ આત્મા માટે આનંદની એક પણ જ્યોતિરેખા એ પ્રગટાવી શકતો નહોતો. કલ્યાણી એની પાસે શું માગતી હતી ? ખાવાનું નહિ, આશ્રય નહિ—એ તો સ્નેહ ને સંભાળની ભૂખી હતી. એથી વધારે તેને કાંઈ ઇચ્છા તો નહોતી ને ! એના દુઃખી દિલનો ભેદ એકલો પ્રભુ જ કળી શકે તેમ હતો. પરંતુ બીજાના દર્દનો ક્યાસ કરવાનો સુમિત્રને કયાં અવકાશ હતો ? પોતાના દિલના દર્દથી જ એ અર્ધઘેલો બની ગયો હતો.

કલ્યાણીને કોઈ અપંગાશ્રમમાં રહેવું હતું. સુમિત્રને એવા

અપંગાશ્રમની કશી માહિતી નહોતી. એવા અપંગાશ્રમમાં કલ્યાણીને મૂકીને પણ તેને ચેન પડવાનું નહોતું. એથી વિનયકાંતને સંતોષ થવાનો નહોતો. તનમનનાં બીજાં સગાંનો વાંધો પણ પતે તેમ નહોતો. એ બધાં તો કલ્યાણીને જીવનભર દેશવટો દેવા માગતાં હતાં. એટલે આવીતેવી વ્યવસ્થાથી કાંઈ જ વળે તેમ નહોતું.

કામ કરવા અશક્ત બની આળસુ બેસી રહેવું ને ચિંતાનાં શૂલ સહ્યા કરવાં એના જેવું જગતમાં કોઈ દુઃખ નથી. જરા પણ અંત નજરે પડે તો જ શાંતિ વળે. ભારોભાર દુઃખમાં પણ અંતની આશા શાંતિજનક નીવડે છે. કોઈ પણ ઉપાય ન હોય એ પરિસ્થિતિ મનુષ્ય ગમે તેમ સહન કરી લે છે. જીવનમાં કેટલાંક બલો અજાણે જ કામ કરે છે. હૈયાના ઘા અજાણે જ રુઝાય છે. પરંતુ સુમિત્રનું દર્દ આ પ્રકારનું નહોતું. તનમનની આશા એ છેક જ છોડી શકતો નહોતો. તનમને એને આશા આપી હતી. તેનામાં એને શ્રદ્ધા હતી. પ્રભુમાં શ્રદ્ધા હોય તેવી જ એ શ્રદ્ધા અચલ હતી. તનમન એને પુનઃ મળશે જ, પરંતુ ક્યારે ને ક્યાં તે કહી શકાય તેમ નહોતું. એ પુરુષ હતો છતાં એના હાથપગ બંધાઈ ગયા હતા. એનાથી કાંઈ જ બની શકતું નહિ. એ ઉતાવળ કરવા જાય તો કદાચ તનમનને ન ગમે. એને માત્ર વાટ જોવાની ને આશા રાખવાની હતી. કિસ્મત પર શ્રદ્ધા રાખી બેસી રહેવાનું હતું. અલ્હાબાદમાં હવે એ થોડા દિવસ માટે જ હતો. મુંબઈ પાછા વળવા એને તમામ તૈયારીઓ કરવાની હતી, છતાં એ કાર્ય પ્રત્યે તેનું દિલ ચોંટતું નહોતું. એને ભવિષ્યમાં અંધારું જ દેખાતું હતું, એટલે તે વર્તમાનને જ વળગી રહ્યો હતો. કલ્યાણી માટે એણે ઓછું સ્વાર્પણ નહોતું કર્યું, છતાં એ બાબનનો એક ક્ષણ પણ વિચાર કરવો મુશ્કેલ બનતો. સુમિત્ર જીવે ત્યાંસુધી તેણે આ ભાર વહન કરવાનો હતો. એ શી રીતે બનશે? પરંતુ એમાંથી કોઈ માર્ગ એને સૂઝતો નહોતો. કલ્યાણી માટે એણે સર્વસ્વનું બલિદાન આપ્યું હતું; એ બલિદાન હવે તે નિષ્ફળ જવા દઈ શકે નહિ.

: ૨૦ :

**વિનયકાંત** માટે પણ હવે એક ભારે કોયડો આવી ઊભો થયો. એ સ્પષ્ટ રીતે બધી વાત કોઈને પણ સમજાવી શકતા નહિ. પરંતુ કુટુંબ એમ એમનો સાલ છોડે તેમ નહોતું. બધી વાત સ્પષ્ટ રીતે સમજ્યા સિવાય કશી વાત તેમને ગળે ઊતરે તેમ નહોતી ને કશી બાત ગળે ઊતર્યા વિના તેઓ કશું કરવા તૈયાર નહોતાં. તેમાંય એમની પત્નીથી તો પ્રભુ તોબાહ. પરાણે તેણે બધો ભેદ મેળવ્યો હતો, ત્યારથી તે રોષે ભરાયલી નાગણ પેઠે ફૂંફાડા માર્યા કરતાં. ધરાઈ ધરાઈને ગાળો ભાંડવા ને ધમાલ મચાવવાનું એને ખૂબ મન થતું. એની દીકરીઓ ને જમાઈઓને તમામ હકીકત કહી, સૌને પોતાના પક્ષમાં ભેળવી લેવાની એમની ઇચ્છા હતી. એ પરિસ્થિતિ માટે પોતે બિલકુલ જવાબદાર નહોતી, તે વાત એ સ્પષ્ટ કરવા માગતાં હતાં. એમની કલ્પના મુજબ એમ કર્યાથી વાતાવરણ સાફ થાત, પરંતુ વિનયકાંત એથી સાવ વિરુદ્ધ હતા. એમને કશી જ વાતનો ઊહાપોહ થવા દેવો નહોતો. એમણે ગમે તેમ વાત જોડી કાઢી બધાંને ઉડાવ્યાં, પણ એમની પત્નીની વદનચર્યાએ એમની બધી જ બનાવટ ખુલ્લી પાડી દીધી. તનમન એનાં વડીલોના આ દૃષ્ટિબિંદુથી સાવ વિરુદ્ધ હતી. એના પિતાનાં વેણ ને એની માતાનું વર્તન એને બિલકુલ રુચતાં નહોતાં. તેથી એની માતા વધારે રોષે ભરાઈ હતી. મા–દીકરી વચ્ચે બોલવાનો વ્યવહાર પણ તૂટી ગયો હતો

તનમનના દિલની વાત કોઈ જાણતું નહોતું. એણે પોતાના દિલની વાત કોઈનેય કહી નહોતી. એની વદનચર્યા પરથી કશું જ પરખાતું નહિ. એ શું કરવાની હતી તેની પણ કોઈને ગમ પડતી નહિ, પરંતુ એમની સલાહ તનમન માનશે નહિ એટલી તો તેનાં વડીલોને ને બીજાં બધાંને ખાતરી હતી.

શીલા ને જ્યોત્સ્ના તો મુસીબતમાં મુકાયાં હતાં. લગ્ન બંધ રહ્યું હતું એટલું તેઓ જાણતાં, પણ એ અણધાર્યા વિલંબનું કારણ કોઈ કહેતું નહિ. આ લગ્નપ્રસંગે ખૂબ વટ મારવા તેઓ આવ્યાં હતાં એ ઇચ્છા પૂરી કર્યા સિવાય તેમને પાછા વળવું પડશે એ બીના તેમને ખૂબ જ વસમી લાગતી હતી. એમની શરમનો પાર નહોતો. એમના પતિઓની આતુરતા દિનપ્રતિદિન વધતી જતી હતી. ઘેર પાછા ફરતાં જ એમના પર પ્રશ્નપરંપરાની ઝડી વરસવાની હતી. એ શું જવાબ દેશે? પોતાની માતાને તેઓ કાંઈ પૂછવા જતાં તો તે રોકકળ કરી મૂકતી. પિતાને તો કાંઈ પણ પૂછવાની તેમની હિંમત ચાલતી નહિ.

દિવસ પર દિવસો જવા લાગ્યા. ત્રીજે દિવસે શીલાના પતિથી ન રહેવાયું. એણે સીધી વાત છેડી. તનમનનું લગ્ન મુલતવી રહેવાનું હોય તો ત્યાં રહેવાનો કશો અર્થ નહોતો. એની ગેરહાજરીથી ધંધામાં નુકસાન પહોંચતું હતું. બીજે જ દિવસે તે મુંબઈ જવા તૈયાર થયા. જ્યોત્સ્નાના પતિએ પણ એ જ વાત મૂકી. અલ્હાબાદમાં નકામા પડી રહેવાથી શો લાભ? એનું કામ પણ બગડે ને? તનમન શાંત બેઠી હતી. ઝટપટ ચા પી તે પોતાના ખંડમાં વિદાય થઈ.

વિનયકાંતે ઝડપથી હુક્કાના બે ત્રણ દમ માર્યા. "ભલે, કોઈએ નાહક વખત બગાડવાની જરૂર નથી. જેને જવું હોય તે જાય. આપણે પણ મુંબઈ જઈએ."

જમાઈઓને ખોટું ન લાગે તેથી એમનાં પત્ની પણ ચા પીવા બહાર આવ્યાં હતાં. પતિના શબ્દોથી એમને તો વજ્રપાત થયો: "શું

ગમે તેમ બકતા હશો? આપણે શું કામ મુંબઈ જઈએ? મારા અંગ તો વાથી રહી ગયાં છે. બે દિવસનો લાંબો પ્રવાસ મારાથી નહિ ખેડાય."

"તારાથી પ્રવાસ ન થાય તો અહીં રહેજે." વિનયકાંતે શાંતિથી કહ્યું. "નોકરચાકરો ને રસોઇયા તો છે ને! તને જરાય અગવડ નહિ પડે. બાકી હું તો મુંબઈ જવાનો જ. મારે અંધાપો નથી જોઈતો. કોઈ સારા ડૉકટરને મારી આંખો બતાવવી છે. તનમન પણ હેરાનપરેશાન થઈ ગઈ છે. એને પણ સ્થળાંતરની જરૂર છે. એની તબિયત તરફ પણ બેદરકાર રહેવું પાલવે તેમ નથી."

પ્રૌઢાનું તો મોં જ સિવાઈ ગયું. એના પતિની આંખો કે તનમનની તબિયત બાબત એ કશો જ વિરોધ કરી શક્યાં નહિ. જમાઈઓ આગળ એ વિષે એ બોલે પણ શું? એમનું વદન પડી ગયું. વિનયકાંતે નોકરને બોલાવી પ્રવાસની તૈયારી કરવા ફરમાવ્યું. પછી એ તનમનના ખંડમાં ગયા. "તનમન, અહીં આવ તો!" તેઓ બારણા આગળ ઊભા રહીને જ બોલ્યા. "મારી વાત સાંભળ. આપણે કાલે પંજાબ મેઈલમાં મુંબઈ જઈશું. તારે તૈયાર થઈ જવું. આપણે એકાદ મહિનો બહાર ફરી આવીએ."

"મુંબઈ જવાનું કારણ?" તનમને નમ્રતાથી પૂછ્યું. "મારે બહારગામ જવાની જરૂર નથી."

વિનયકાંત હમણાં હમણાંના ખૂબ જ ચીડિયા બની ગયા હતા. "તારી તબિયતની તને શી ગમ પડે? તારી તબિયતનું તને ભાન હોત તો આ વખત જ ન આવત. હું કહું છું એટલે તારે આવવું પડશે."

તનમન થોડી વાર બોલી નહિ, પછી પરાણે જવાબ આપ્યો: "ભલે, હું તૈયાર રહીશ. તે પહેલાં મારે પંડિતજીના બંગલે જવું પડશે."

કોઈ ત્રાહિત ત્યાં હાજર હતું કે નહિ તેની વિનયકાંતે ખાતરી કરી; પછી રોષ દાબીને બોલ્યા: "શા માટે ત્યાં જવું છે? પેલા

બદમાસને મળવા ? ”

“ એમ ગાળો ભાંડે શું વળશે, બાપુજી ? ” તનમને નમ્રતાથી પૂછ્યું. “ અલ્હાબાદ છોડી એ વિદાય થાય તે પહેલાં એકવાર મળવા મેં વચન આપ્યું છે એટલે મારે તેમને મળવું જ પડશે. મને ત્યાં નહિ જવા દો તો હું મુંબઈ પણ આવવાની નથી. ”

વિનયકાંત હવે ગૂંચવાયા. “ ભલે, આજ સાંજે હું જ તને ત્યાં લઈ જઈશ. ” ગૂંચવણમાંથી માર્ગ કાઢતા હોય તેમ તે બોલ્યા. “ તારી બહેનો બગીચામાં ફરવા જવાની છે તે વખતે આપણે જઈ આવીશું, ” કહી તે પોતાના ખંડમાં વિદાય થયા.

સંધ્યાકાળ થવા આવી કે શીલા ને જ્યોત્સ્ના બાગમાં ફરવા ગયાં. એમના પતિ ને છોકરાં પણ તેમની સાથે હતાં. તેઓ મોટર લઈ ગયા એટલે વિનયકાંતે ટેક્સી મંગાવી અને નોકરને તનમનને જલદી બોલાવવા કહ્યું.

તનમન પહેર્યે લૂગડે જ બહાર આવી. તેણે માથું પણ ઓળ્યું નહોતું. વિનયકાંતને એ જોઈ ચીડ ચઢી. તનમન છેડાશે એ બીકે તેમણે સંયમ જાળવ્યો, અને ડ્રાઇવરને ગાડી ચલાવવા હુકમ કર્યો.

સુમિત્ર થોડા સમય પહેલાં જ પેઢી પરથી ઘેર આવ્યો હતો. હજી તેણે ચા—નાસ્તો પણ લીધો નહોતો. એક મિત્રને બે ત્રણ ખંડ ભાડે રાખવા મુંબઈ પત્ર લખી રહ્યો હતો.

એ જ પળે તનમન ને તેના પિતા ત્યાં આવી ચડ્યાં. સુમિત્ર તો ચમકીને ખુરશી પરથી ઊભો જ થઈ ગયો. તનમનને જોઈ એનું દિલ હસી ઊઠ્યું. એ બોલી પણ શક્યો નહિ. મૂંગે મોઢે એણે બે ખુરશીઓ આણી.

વિનયકાંત તે પર બેસતાં બેસતાં જ બોલ્યાઃ “ આ છોકરી મને પરાણે આંહીં ખેંચી લાવી. તમને મળવાનું એણે વચન આપ્યું

હતું. અમે કાલે મુંબઈ જવા ધારીએ છીએ, એટલે આજે જ તમને મળવા આવવું પડ્યું. ”

બિચારો સુમિત્ર ! એને આવી મુલાકાત જોઈતી હતી ? પરંતુ એના દિલની કોને પડી હતી ? તનમનનાં દર્શન થયાં એટલું જ ઓછું હતું ? એનું પ્રિય વદન જોવા મળે એ જ એનાં સદ્‌ભાગ્ય નહિ ?

તનમન હજી ઊભી હતી. “ બેસો ને ! ” સુમિત્રે એક ખુરશી તેની આગળ મૂકી.

વિનયકાંતની કમાન છટકવાની અણી પર હતી. તનમન ખુરશી પર બેઠી.

“ તમે મુંબઈ ક્યારે જવાના છો ? ” તનમને સામાન્ય પ્રશ્ન કર્યો.

“ વિચાર તો છે—બને તેટલું જલ્દી જવાનો.” ખોંખારો ખાઈ સુમિત્રે પરાણે ઉત્તર દીધો.

“ મુંબઈ તો ઘણું મોટું શહેર છે. ” વિનયકાંતે અર્થસૂચક દૃષ્ટિ નાખી. “ દશ વર્ષ મુંબઈ રહીએ તોય કોઈને આપોઆપ ખબર પડે નહિ. તમે સજ્જન છો એટલે વધારે શું કહું ? ”

સુમિત્રને ઉત્તર આપવાની ગમ પડી નહિ. તે શાન્ત રહ્યો.

“ જ્યારે તમે જવાના હો ત્યારે લાલજીને ચાર્જ સોંપજો ” વિનયકાંત બોલ્યા. “ હું મુંબઈ જઈ બીજા મેનેજરની વ્યવસ્થા કરીશ. ”

“ હવે આપણે જઈશું ? ” તનમન થોડી વાર મૂંગી બેઠી હતી તેણે છેવટે મહાયત્ને કહ્યું. “ તમારે ચાનો વખત થયો છે. આરામ પણ લેવો હશે. ”

તનમનના ડહાપણથી ખુશ થઈ વિનયકાંત એકદમ ઊભા થયા. એણે ધમાલ ન કરી તેથી તેમણે છુટકારાનો દમ ખેંચ્યો.

સુમિત્ર પણ ઊભો થયો. એકાએક તનમન એને પગે લાગી. ઝડપથી ઊઠી તે ખંડ બહાર દોડી ગઈ. કંઠે ભરાયલાં ડુસકાં એણે

મહાપરાણે દાબી રાખ્યાં. વિનયકાંતના મોં પર અકળામણ તરી આવી. પુત્રીને આવી નિરાધાર બનાવી દેવા માટે એ સુમિત્ર પર રોષે ભરાયા. એના દુઃખથી એમની આંખોમાં પણ આંસુ ઊભરાઈ આવ્યાં. તનમન પાછળ એ પણ બહાર દોરાયા. એમણે પણ મહાપરાણે સંયમ જાળવ્યો.

એમના વિદાય થયા પછી સુમિત્ર જડ બની બેસી રહ્યો. વિદાય થતી મોટરનો અવાજ સંભળાતો બંધ થયો એટલે તંદ્રામાંથી જાગ્યો હોય તેમ તે ઊભો થયો. તેણે માર્ગ પર નજર નાખી. મોટરે ઉરાડેલી ધૂળ શમી જતી હતી. માલણ દરવાજા આગળ બગીચાના છોડને પાણી પાઈ રહી હતી. કલ્યાણી થોડે દૂર દીવાલને ટેકવી બેઠી હતી. અંધારું થવા આવ્યું હતું. મુલાકાતે આવનારનું ધ્યાન એના તરફ નહોતું ખેંચાયું, નહિ તો વિનયકાંતથી બોલ્યા વિના રહેવાત જ નહિ.

સુમિત્રે ચા મંગાવી નહિ તેમ મુંબઈનો પત્ર પણ પૂરો કર્યો નહિ. તે ખુરશી પરથી ઊઠી પથારીમાં પડ્યો. કદાચ તનમનની એ છેલ્લી મુલાકાત હશે? એનું મુખદર્શન ફરીથી થતાં કેટલો વિલંબ થશે? વિધિના લેખ કોણ ઉકેલી શકે? કદાચ જીવનભર એને ન પણ મળાય? કિસ્મતની કૃપા હોય તો ફરીથી તેમના જીવનમાર્ગ મળે, પણ અત્યારે તો નિરાશાનો ઘોર અંધકાર છવાયો હતો. માનવ–ઇચ્છાશક્તિનું જોમ કેટલીક વાર વિધિને પણ થાપ આપી શકે છે. સુમિત્રને પોતાનામાંથી એ શક્તિ ઓસરી ગયેલી લાગી. અત્યારે તો એ વિધિના હાથમાં રમકડું બની ગયો હતો.

એને વાળુ કરવા બેસવું પડ્યું. એને ગળે કોળિયો પણ ઊતર્યો નહિ. કલ્યાણીએ ખાધું હતું કે કેમ તેની એણે તપાસ કરી. તેણે બપોરે થોડો ભાત ખાધો હતો, પછી તેણે કશું જ લેવા ના પાડી હતી. માલણ એથી છેડાઈ હતી. તેણે મહારાજને ફરિયાદ પણ કરી હતી. એ કાંઈ માંદા માણસની આયા નહોતી. એ શું કામ એવી બધી પીડા કરે!

બીજે દિવસે સુમિત્રે જરા પણ આરામ લીધો નહિ. કેડ બાંધીને કામે લાગ્યો. એણે ત્રણ ચાર પત્રો મુંબઈ લખી નાંખ્યા. કેટલોક સરસામાન બાંધ્યો. કેટલીક વસ્તુઓ ફેંકી દીધી. ઑફિસે પણ બધું કામકાજ પૂરું કર્યું. લાલજીને ચાર્જ સોંપી તે છૂટો થયો. સીધા ઘેર આવવાને બદલે તે ફરવા ગયો. રાત્રે ઘણો જ મોડો ઘેર આવ્યો. ઠંડી રસોઈની એણે પરવા કરી નહિ. તે પથારીમાં પડ્યો. ટેબલ પરનો દીવો હોલવવા એણે હાથ લંબાવ્યો. ત્યાં એક પત્ર પડ્યો હતો. દીવો સતેજ કરી તેણે પત્ર ફોડ્યો. એ તનમનનો પત્ર હતો.

"બાપુજી રૂબરૂ હું તમને કશું જ કહી શકી નહિ; છતાં તમે ખાતરી રાખજો કે મારો સ્નેહ કે વિશ્વાસ જરાય ડગ્યા નથી. તમને કેવી રીતે વિગતો સમજાવવી તેની મને સમજ પડતી નથી, પરંતુ આપણાં લગ્નની આડે આવે એવું તમે કોઇ પણ દુષ્કૃત્ય કર્યું હોય એવું હું માનતી નથી. એમ હોત તો તમે એ છોકરીને આશ્રય આપ્યો જ ન હોત; એને તમે ક્યારનીય હાંકી કાઢી હોત. આ મારો અભિપ્રાય છે. પિતાજીએ તમને ખુલાસો કરવાની સંપૂર્ણ તક આપવી જોઇતી હતી. જ્યારે ત્યારે પણ એ તક તમને મળ્યા વિના રહેવાની નથી. પછી તમારે નીચે મોંએ ફરવાનું રહેશે નહિ. આપણે ક્યાંસુધી આમ જુદા રહેવું પડશે તે હું જાણતી નથી, પણ મારી આશા તો અમર છે.

લિ.

**તનમન**

કાગળ હાથમાં જ રાખી સુમિત્ર નિદ્રાધીન થઈ ગયો હશે. બહારની ઓચિંતી ધમાલે એ સફાળો જાગી ઊઠ્યો. નોકરને હાંક મારી એણે ખુલાસો માગ્યો. કલ્યાણીનો પત્તો નહોતો. એના ખંડમાં તે નહોતી. માળી ને માલણ સુમિત્રને ખબર આપવા દોડી આવ્યાં હતાં.

સુમિત્રની નિદ્રા ઊડી ગઈ. પથારી છોડી તે એકદમ ઊભો થઈ ગયો ને તુરત બહાર દોડ્યો. નોકરોની મદદથી એણે મકાનના ખંડે ખંડ તપાસી નાખ્યા. બહારની ઓરડીઓ પણ જોઈ વળ્યો.

બાગ ને આંગણાના ખૂણેખૂણા તપાસ્યા. બાજુના મકાનના બાગમાં પણ તપાસ કરી. ક્યાંય કલ્યાણીનો પત્તો નહોતો. એણે કૂવો પૂર્યો હશે? માલણ રડવા લાગી. સુમિત્ર એની વાત માની શક્યો નહિ. કલ્યાણીની એક પણ ચીજ ત્યાં નહોતી. આપઘાત કરવો હોય તે માણસ પોતાની ચીજો સાથે ન લઈ જાય.

ખૂબ જ નિષ્ફળ તપાસ પછી સુમિત્ર થાકીને ઘેર આવ્યો. નજીકના પોલીસ-સ્ટેશને પણ ખબર આપી. પોલીસે પણ બધે તપાસ કરી. નોકરચાકરોની ઝડતી લેવાઈ. પ્રશ્ન-પરંપરાથી તેમને ગૂંચવી નાખવામાં આવ્યા. સુમિત્રને તો એમના જવાબોની પડી જ નહોતી. એ તો દૂર એક ખુરશી પર બેસી રહ્યો.

પોલીસ ગઈ. સુમિત્ર પોતાના ખંડમાં ગયો. કલ્યાણી પાછી આવશે કે નહિ? એક વાર એ સુમિત્રને છોડી ચાલી ગઈ હતી, પરંતુ ત્યારે તો એને શોધવાનો અવકાશ હતો. ત્યારે સુમિત્ર એને કોઈ પણ હિસાબે શોધી કાઢવા તૈયાર હતો. હવે કોઈને એની જરૂર નહોતી. એ વાત તે પોતે પણ સમજતી હતી. એ પાછી ન પણ આવે. તનમન ને કલ્યાણી બન્ને સુમિત્રના જીવનફલક પરથી અલોપ થયાં હતાં. હવે એણે એકલાએ જ જીવનસફર પૂરી કરવાની હતી, છતાં તનમન પાછી આવશે એવી તેને આશા હતી. કલ્યાણી પાછી ફરશે એવો પણ એને વસવસો નહોતો? એની જીવનરંગભૂમિ પરથી એ સમૂળગી સરી જાય એવું તે નહોતો ઇચ્છતો? એણે પોતાની જાતને અનેક ફિટકાર દીધા, પરંતુ તેથી હકીકત કાંઈ પલટાય તેમ નહોતી.

પોલીસ તરફથી ખબર મળવાની વાટ જોઈ; તેણે કશી જ ખબર આપી નહિ.

બીજે દિવસે સમાચાર આવ્યા: કલ્યાણીનો પત્તો લાગ્યો હતો. ફીજી જતા કેટલાક મજૂરો સાથે તે અલ્હાબાદથી ચાલી નીકળી હતી. એને પાછી આવવાનું કહેવામાં આવ્યું છતાં તે સંમત થઈ નહિ. એ સ્વેચ્છાથી વિદાય થઈ હતી. તેને પાછા આવવું નહોતું. સગીર ન

હોવાથી એ પોતાની મરજી પ્રમાણે વર્તવા કુલ મુખત્યાર હતી. એને ફરીથી સુમિત્ર પાસે જવું નહોતું. એક આંખે તે થોડુંક દેખતી, એટલે મજૂરી કરી પેટ ભરવા તે સમર્થ હતી.

આ ચમકાવનારા સમાચારથી સુમિત્ર ગોટો વળી ગયો. કલ્યાણી અવસાન પામી હોત તો એને એટલું ન લાગત. એના દિલને જરા રાહત રહેત. જીવતાં મૃત્યુની યાતના ભોગવવા જ એ કમનસીબ છોકરી સરજાયલી હતી. સુમિત્રે તેને વારંવાર બચાવવા પ્રયત્ન કર્યો હતો, પરંતુ કિસ્મતે એનો રાહ ન્યારો જ નિર્માણ કર્યો હતો.

પરંતુ મજૂરો સાથે કલ્યાણી સંપર્ક સાધી શકી શી રીતે? તપાસ કરતાં માળીના સહકારથી એ બધું બન્યું હોવાનું જણાયું. સજાની બીકે એ કશું બોલ્યો નહોતો. એનો એક પિતરાઈ ભાઈ આવા મજૂરો મેળવવાનું કામ કરતો હતો. તે રોજ માળી પાસે આવતો. તેણે કલ્યાણીને જોઈ હતી. એની સાથે વાતચીત પણ કરી હતી. એને લલચાવી પણ હતી, ને કલ્યાણી સ્વેચ્છાથી એની સાથે ગઈ હતી.

સુમિત્ર લાંબો વખત ઘરમાં પુરાઈ રહ્યો, પણ તેને ફાવ્યું નહિ. તે ફરવા નીકળી પડ્યો. એકાંત એને સતાવી રહ્યું હતું, પણ એ ક્યાં જાય? તનમન પણ હવે ઘણે દૂર પડી હતી. તેના ઘરમાં કોઈ હતું કે નહિ તેનો પણ એને ખ્યાલ નહોતો. છતાં એના પગ એને એ બાજુ ઘસડી ગયા. આખુંય કુટુંબ પ્રવાસે ઊપડી ગયું હતું. તનમનની માતા પણ દર્દની પરવા કર્યા સિવાય પ્રવાસે ગઈ હતી. નોકરો સાથે ઝાઝું રોકાવું એને ગમ્યું નહિ. તનમનની માતા પોતાનો ખંડ વાસતી ગઈ હતી; બીજા ખંડો ઉઘાડા પડ્યા હતા.

સુમિત્રને જોઈ નોકરો જરા વિસ્મય પામ્યા. તેનો સત્કાર કરવાનું તેઓ ચૂક્યા નહિ. ત્યાં આવવાનો અધિકાર સુમિત્ર ગુમાવી ચૂક્યો હતો એ તેઓ જાણતા નહોતા, એટલે સુમિત્રને ઘરમાં ફરતાં કોઈએ રોક્યો નહિ.

તનમનનો ખંડ એવો ને એવો જ હતો. એ ખંડમાં એક ખુરશી પર સુમિત્ર મૂંગો મૂંગો ક્યાંય સુધી બેસી રહ્યો. અત્યારે એ ખંડ સૂનો પડ્યો હતો, પણ એક દિવસ તનમન જરૂર પાછી વળવાની હતી. ફરીથી એ ઘર માનવસંચાર ને માનવહાસ્યોથી ગાજી રહેશે. ભૂતકાળનાં દુઃખદર્દો સૌ વીસરી જશે. સુમિત્ર કદી પોતાનું દર્દ વીસરી શકશે ? એને કલ્યાણીને વિદાય કરવી હતી. કલ્યાણી પોતાની જાતે જ વિદાય થઈ હતી, છતાં હવે દર્દ શાનું ?

એ પ્રશ્નનો જવાબ નહોતો. તનમનના ખંડમાં એ બેઠો હતો, છતાંય એનાં નયનો આંસુથી છલકાઈ ગયાં. હવે એ સ્વતંત્ર હતો. એના જીવનની કાળી વાદળી હવે સદાને માટે અદશ્ય થઈ હતી. કિસ્મત સુમિત્રની કુમકે આવ્યું હતું. સુમિત્રને શરમિંદો બનાવવા કલ્યાણી હવે કદી પાછી ફરનાર નહોતી. એની તરફની ફરજ ચૂકવા બદલ હવે એને કદી શરમાવાનું નહોતું. એ જીવતી હોવા છતાં અવસાન પામી હતી.

છેવટે સુમિત્ર ઊઠ્યો. સૂના ઘરમાં કલાકોના કલાકો શી રીતે બેસી રહેવાય ? તે બહાર નીકળ્યો. દીવાનખાનામાં તનમનની એક મોટી છબી હતી. પહેલાં ઘણી વાર તેને જોઈ હતી, પરંતુ ધ્યાનપૂર્વક કદીયે નિહાળી નહોતી.

આજે એ છબી સુમિત્રે ધ્યાનથી જોઈ. કેવું સુંદર વદન ? કેવું પવિત્ર ને મધુર ? પ્રભુ એને દુઃખ કેમ આપે ? તેથી તો કલ્યાણી ઓચિંતી અલોપ નહિ થઈ હોય ? પરંતુ કલ્યાણી પણ એક વાર પવિત્ર ને સુંદર નહોતી ? એને પ્રભુએ આમ વિનાશપંથે કેમ મોકલી ?

ફરી એની આંખોમાં આંસુ ઊભરાયાં. તનમનની છબી ઢંકાઈ ગઈ. આંસુ લોહી નાખી તે નાસી છૂટ્યો.

●

## દરાજ (દાદર)નો રામબાણ ઈલાજ




# નેરોલનું લંગર છાપ

## રીંગવર્માઈન (રજીસ્ટર્ડ) વાપરો

એકજ બાટલીથી દાદર જડમૂળથી જાય છે.

## ખરજવાના

હજારો કેસોમાં નેરોલનું **રીંગવર્માઈન** તથા નેરોલનો **લંગર છાપ** ખરજવાનો **મલમ** અકસીર નીવડયો છે.

લાખો બાટલી વપરાઈ ચુકી છે. એક વખત વાપરી ખાત્રી કરો.

દરેક ગામમાં દવાવાળા ગાંધી તથા પરચુરણ દુકાનદારોને ત્યાં વેચાય છે.

વેપારી ભાવ માટે પૂછો.

**ધી નેરોલ એજન્સી અત્તરવાળા**

ત્રણ દરવાજા : **અમદાવાદ.**




અપૂર્વ કુરબાનીઓ અને આત્મ
સમર્પણની રસભરી
સાચી કથાઓ

# સૌરાષ્ટ્રની રસધાર

**ભા. ૧, ૨, ૩, ૪, ૫**
**કિંમત : ૯-૮-૦**

જેને ભૂલાતા લોકકંઠોમાંથી, વનના વાસીઓ પાસેથી, પાદરે પાદરે ઊભેલી ખાંભીઓમાંથી, ચારણો, કવિઓ અને એ કુરબાન થનારા વીરોના કુટુમ્બીજનો પાસેથી મહામહેનતે સંગ્રહિત કરવામાં આવી છે ને સંસ્કારવામાં આવી છે.

અનેક આવૃત્તિઓ થઈ ગઈ છે, છેલ્લી આવૃત્તિ હમણાં જ બહાર પડી છે.

**' રસધાર ' ની રંગખિલાવટથી**
**ન્યારી રીતે રચાયેલ**

# સોરઠી બહારવટિયા

**ભા, ૧, ૨, ૩ કિં. ૪-૮-૦**

ઘેરઘેર ચેતન પ્રેરે એવું, શક્ય એટલી ઈતિહાસ સામગ્રીથી છણાયેલું, અપૂર્વ માણસાઈ ને જવાંમર્દીનાં દર્શન આપતું આ કથાસાહિત્ય સંગ્રહ કરવા યોગ્ય છે. **અનેક આવૃત્તિઓ તેની ઉપયોગિતા પૂરવાર કરે છે. છેલ્લામાં છેલ્લી આવૃત્તિ મેળવવા નીચેના ઠેકાણે લખો**






## તણખા

મંડળ ૧, ૨, ૩, ૪,

**તણખાની** ટૂંકી નવલિકાઓની પિછાન આજે વાચકવર્ગને કરાવવાની હોય જ નહીં. આ નવલિકાઓએ ગૂજરાતી સાહિત્યમાં તદ્દન નવીન ચીલો પાડ્યો છે. એનો ગૂજરાતી ઉપરાંત અન્ય ભાષાઓમાં પણ અનુવાદ થયો છે.

શ્રી ધૂમકેતુની પ્રાણવાન કલમને પિછાણવા કે ટૂંકી આદર્શ નવલિકાઓને વાંચવા આ બધા ભાગ વસાવ્યા વિના નહીં ચાલે.

**કિં. સાત રૂપિયા**

## રાજમુગટ

**દેશી** રજવાડાંઓની રાજખટપટોની ભીતરમાં મનોવેધક ને તદ્દન વૈજ્ઞાનિક ઢબે પ્રવેશતી આ નવલકથા—આ જાતની નવલકથાઓમાં જુદી ભાત પાડે છે.

દુષ્પ્રાપ્ય થયેલી આ નવલકથાને બીજી આવૃત્તિમાં મૂકતાં વિદ્વાન લેખકે વિશેષ સુંદર બનાવી છે. એનું એકેએક પાત્ર ને એમાં રજૂ થયેલાં વિધાનો આંખ સામે તરવરી રહે છે. કિં. બે રૂપિયા.






ક્રાન્તિકારી સામાજિક

નવલકથા

## — વિલોચના —

આઝાદ થવાને કટિબદ્ધ થયેલી એક આદર્શ-પ્રેરી નારીને કેવા અનુભવો, કેવા પ્રસંગો ને કેવી કેવી ઘટનાઓમાં પસાર થવું પડે છે, તેનો સુંદર ચિતાર રજૂ થયો છે. સ્ત્રીસ્વાતંત્ર્યની એક નવી દિશા ચર્ચવાનો શ્રીયુત શાહનો પ્રયાસ આપણી નવલકથાઓમાં નવી જ ભાત પાડે છે.

: લેખક :

**ચુનીલાલ વર્ધમાન શાહ.**

**કિંમત ૩-૦-૦**

## ખાંડાના ખેલ

હૈયાના તાર રણઝણાવતો વીરની અને વીરાંગનાની વાતોના સિદ્ધહસ્ત લેખક શ્રીયુત અડાલજાના હાથે લખાયેલો

નૂતન સંગ્રહ

**અનેક ચિત્રોથી ભરપૂર**

કિં. ૨-૮-૦

એકેએક વાર્તા વાચકને ભવ્ય ભૂતકાળની યાત્રાએ લઈ જાય તેટલી સુંદર છે.




શ્રીયુત અડાલજાનાં તમામ પુસ્તકો અમારે ત્યાંથી મળશે.



## શરદબાબુના નામની મોહની લગાડનાર દેવદાસ

જીવનના એક દર્દભર્યા પ્રસંગને આ મનોહર શબ્દ શિલ્પીએ આ નવલકથામાં એવી મનોવેધક શૈલીએ રજૂ કર્યો છે, કે વાચક દેવદાસ કે પાર્વતીને જાણે ભૂલી જ શકતો નથી.

પ્રેમભગ્ન થયેલો દેવદાસ દિલનું દર્દ ભૂલવા ક્યાં ક્યાં ભમે છે, પણ એ પાર્વતી–પ્રિય સખીની યાદ ભૂલી શકતો નથી. મોતની સાથે ઝઘડતો દારૂડિયો દેવદાસ પ્રિય સખીના છેલ્લા દર્શને દોડે છે. પણ... ભૂલી કે વીસરી ન શકાય તેવી આ નવલકથા છે. **કિંમત ૧–૦–૦**

**શરદબાબુ કૃત**

૭ લાખ ગામડાંનો **પ્રશ્ન** ચર્ચતું ભજવી શકાય તેવું **નાટક**

## રમા

[ ટૂંક **સમયમાં પ્રગટ થશે.** ]

ગામડાંઓનો હૃદયભેદક ચિતાર, ગામડાંના વહેમો, દારિદ્ર, દારિદ્રને પરિણામે જન્મેલી સ્વાર્થાંધતા, વગેરે બાબતો રસિક રીતે રજૂ કરી છે. ગામડાંની ગોરી રમા ને સુધારાપ્રિય રમેશ બંને પાત્રો એક નવી જ દિશા ખોલે છે.

કિંમત ૨–૦–૦

---

## આરસીના ભીતરમાં

લેખિકા

**વિનોદિની નીલકંઠ**

મનના ઉત્તુંગ તરંગો ને ઊર્મિ પ્રવાહોથી ભીંજવતી અનેક વાર્તાઓ અને અનેક નાના પ્રસાદી રૂપ લેખોનો આ સંગ્રહ ખરેખર વસાવવા યોગ્ય છે.

**કિંમત ૧–૪–૦**

## ૩૦–૭–૪૨ સુધીમાં નવાં બહાર પડેલાં પુસ્તકો

| પુસ્તકનું નામ | લેખક | કીંમત |
|---|---|---|
| રાજસંન્યાસી (નવલકથા) | ( ધૂમકેતુ ) | ૩–૦–૦ |
| અડધે રસ્તે | ( કનૈયાલાલ મુનશી ) | ૩–૦–૦ |
| નવાં વિવેચનો | ( નવલરામ જ. ત્રિવેદી ) | ૨–૪–૦ |
| સુવર્ણા (નવલકથા) | ( રમણિકલાલ દલાલ ) | ૨–૦–૦ |
| કલ્યાણી (નવલકથા) | ,, | ૨–૦–૦ |
| રંભા (રાષ્ટ્રિય નવલકથા) | ( જેઠાલાલ ત્રિવેદી ) | ૧–૪–૦ |
| ચા–ઘર : ભા. બીજો | ( ઐતિહાસિક વાર્તાઓનો સંગ્રહ ) | ૧–૮–૦ |
| દેવદાસી | ( સં. રામભાઈ પટેલ ) | ૧–૮–૦ |
| વિલોચના (નવલકથા) | ( ચુ. વ. શાહ ) | ૩–૦–૦ |
| ખાંડાના ખેલ | ( તારાચંદ્ર અડાલજા ) | ૩–૦–૦ |
| આરસીના ભીતરમાં | ( વિનોદિની નીલકંઠ ) | ૧–૪–૦ |
| સોરઠી સંતો | ( મેઘાણી ) નવી આવૃત્તિ | ૧–૦–૦ |
| વેવિશાળ (નવલકથા) | ,, ,, | ૨–૮–૦ |
| ગુજરાતનો જય ભાગ ૧–૨ | ,, ,, | ૪–૦–૦ |
| પ્રતિમાઓ | ,, | ૧-૧૨-૦ |
| રજકણ | ( ધૂમકેતુ ) નવી આવૃત્તિ | ૧–૮–૦ |
| પ્રદીપ | ,, ,, | ૧-૧૨-૦ |
| પડઘા | ,, ,, | ૦–૬–૦ |
| પરશુરામ | ,, ,, | ૦–૩–૦ |
| સુદામાચરિત્ર | ( નવજીવન ) | ૦-૧૦-૦ |
| નિર્ભયતા | ,, | ૦–૧–૬ |
| રચનાત્મક કાર્યક્રમ | ,, રાજેન્દ્રબાબુ | ૦–૩–૦ |
| સદ્બોધ શતકમ્ | ( કાલેલકર ) | ૦-૧૦-૦ |
| દેશીરાજ્યોનો પ્રશ્ન | ( ગાંધીજી ) | ૧–૮–૦ |

| પુસ્તકનું નામ | લેખક | કીંમત |
| --- | --- | --- |
| મારૂં ગામડું (બીજી આવૃત્તિ) | ( નવજીવન ) | ૦-૧૦-૦ |
| રચનાત્મક કાર્યક્રમ | ( ગાંધીજી ) | ૦–૨–૦ |
| રામકહાણી | (ગુણવંતરાય આચાર્ય) | ૩–૦–૦ |
| નિવેદિતા ભા. ૧–૨ | ( ગુણવંતરાય આચાર્ય ) | ૪–૦–૦ |
| જલસમાધિ | ,, | ૩–૦–૦ |
| અધુરું સ્વપ્નઃ પૂર્વાર્ધ | ( બચુભાઈ શુક્લ ) | ૩–૦–૦ |
| અધુરૂં સ્વપ્નઃ ઉતરાર્ધ | ,, | ૩–૮–૦ |
| વૈજ્ઞાનિક સમાજવાદ | ધનવંત ઓઝા | ૨–૦–૦ |
| શરદવંદના | ( શરદબાબુ ) | ૨–૮–૦ |
| વૃંદાવન | ,, | ૨–૦–૦ |
| નફાકારક હુન્નરોઃ ભાગ ત્રીજો | ( લક્ષ્મી. પુ. માળા ) | ૩–૦–૦ |
| જનપદ ભા. ૧–૨–૩ | ( મનુભાઈ જોધાણી ) | ૨–૪–૦ |
| શૌર્યનાં તેજ | ( મનુભાઈ જોધાણી ) | ૧–૮–૦ |
| આનંદરાત્રિ અને બીજી વાતો | ( ધૂમકેતુ ) | ૦–૩–૦ |
| સુદામાજીના કેદારા | | ૦–૧–૬ |
| સર્વોદયની જીવનકળા | ( પ્રો. જેક્સ ) | ૨–૦–૦ |
| હિંદુ જીવનદર્શન | ( રાધાકૃષ્ણ ) | ૦-૧૦-૦ |
| ઉર્દૂ લિપિ શિક્ષિકા | | ૦–૭–૦ |
| વિવાહિતા | ( શરદબાબુ ) | ૩–૦–૦ |
| રૂપમાધુરી | ( સંપાદિત ) | ૩–૦–૦ |
| જિંદગીના ખેલ | ( પન્નાલાલ પટેલ ) | ૨–૮–૦ |
| કાઠીઆવાડના ઘડવૈયા | ( ફુલછાબ કાર્યાલય ) | ૧–૦–૦ |
| દિ. બ. અંબાલાલ સાકરલાલનાં ભાષણો અને લેખો | | ૨–૮–૦ |
| Status of Indian Princes | | 0–4–0 |
| Economics of Khadi | ( Gandhiji ) | 4–0–0 |
| Non. Violence in peace & war | ,, | 4–0–0 |

| પુસ્તકનું નામ | લેખક | કીંમત |
|---|---|---|
| Indian States' Problem | ,, | 4–0–0 |
| Practical Non–Violence | | 0–6–0 |
| A Discipline for Non–Violence | | 0–6–0 |
| ૧૩મી સાહિત્ય પરીષદ સંમેલન (અહેવાલ) | | ૪–૦–૦ |
| ઐતિહાસિક સંશોધન | ( દુર્ગાશંકર શાસ્ત્રી ) | ૫–૦–૦ |
| પરિષદ પ્રમુખોનાં ભાષણો | | ૪–૦–૦ |
| હેમસારસ્વત સત્રનો અહેવાલ ને નિબંધ સંગ્રહ | | ૩–૦–૦ |
| નગરલક્ષ્મી | ( ટાગોર ) | ૨–૮–૦ |
| રાજર્ષિ | ,, | ૨–૮–૦ |
| કવિવર ઠાકુર | ( જીવનચરિત્ર ) | ૨–૮–૦ |
| વિભૂતિ મંદિર | ( અશોક હર્ષ ) | ૨–૦–૦ |
| ઇશ્વરનો ઇન્કાર | ( નરસીંહભાઈ પટેલ ) | ૧–૮–૦ |
| વિશ્વદર્શન | ( છોટાલાલ માનસીંગ કામદાર ) | ૫–૦–૦ |
| સોરઠી બહારવટિયા ભા. ૧ લો (નવી આવૃત્તિ) | (મેઘાણી) | ૧–૦–૦ |
| ,, ભા. ૨ જો ,, | ,, | ૨–૦–૦ |
| સ્વ. મોતીભાઈ અમીન | (જીવનચરિત્ર) | ૨–૮–૦ |
| રક્ષાબંધન | ( હરિકૃષ્ણ પ્રેમી ) | ૧–૦–૦ |
| રણબંકા | ( મગનલાલ બાપુજી બ્રહ્મભટ્ટ ) | ૨–૦–૦ |
| ગ્રામીઝમ | ( રામરાય મુનશી ) | ૩–૦–૦ |
| વિવેચન | ( મો. પા. દવે ) | ૧–૮–૦ |
| તરંગ | ,, | ૧–૮–૦ |
| વીરપૂજા | ,, | ૧–૮–૦ |
| રસપાન | ,, | ૧–૮–૦ |
| સમાજનાં મૂળ (સ્વ. વ્યોમેશચંદ્ર પાઠકજી) | | ૧–૮–૦ |
| અંધારાના સીમાડે | | ૦-૧૦-૦ |
| ગુજરાતી સાહિત્ય : તેનું મનન અને વિવેચન | | ૨–૦–૦ |

| પુસ્તકનું નામ | લેખક | કીંમત |
| --- | --- | --- |
| છાયાનટ (નવલકથા) | (રમણલાલ વ. દેસાઈ) | ૨-૮-૦ |
| રમારણ ,, | (રમાકાંત ગૌતમ) | ૨-૮-૦ |
| જીવ-વિજ્ઞાન | (ગુ. વ. સો) | ૧-૦-૦ |
| ગુજરાતી સ્ત્રીઓની શારીરિક સંપત્તિ | ,, | ૦-૩-૦ |
| વૃત્તરચના | (ભોગીલાલ સાંડેસરા) | ૦-૬-૦ |
| પરિમલ (કાવ્યસંગ્રહ) | (રમણીકલાલ દલાલ) | ૨-૦-૦ |
| કટાક્ષકાવ્યો ,, | (દેવકૃષ્ણ પી. જોશી) | ૨-૦-૦ |
| સ્વાતિ | (કોલક) | ૧-૮-૦ |
| સાંધ્યગીત | ,, | ૧-૪-૦ |
| મંજુષા | (મોહિનીચંદ્ર) | ૨-૦-૦ |
| જનની | (રતુભાઈ દેસાઈ) | ૧-૪-૦ |
| પ્રતીક્ષા | (રમણિકલાલ અરાલવાળા) | ૧-૮-૦ |
| સંસૃતિ | (પારાશર્ય) | ૨-૦-૦ |
| કેસુડાં ને સોનેરૂ | (હરિશ્ચંદ્ર ભટ્ટ) | ૧-૦-૦ |
| કથાહાસ્ય | (હરીપ્રસાદ વ્યાસ) | ૨-૮-૦ |
| હું ને મારી બા | (સુશીલ) | ૦-૧૨-૦ |
| સમાજવાદ | (જગન્નાથ દેસાઈ) | ૨-૦-૦ |
| ઇન્દુ અને રજની | (રતુભાઈ દેસાઈ) | ૨-૩-૦ |
| ઇશ્કની ખુશ્બો | (બકુલેશ) | ૨-૮-૦ |
| દક્ષિણાયન | (સુંદરમ્) | ૧-૧૩-૦ |
| શ્રીદેવી | (બંકીમબાબુ) | ૩-૦-૦ |
| ખાંડાની ધાર | (રામનારાયણ ના૦ પાઠક) | ૨-૮-૦ |
| અણહીલવાડનો યુવરાજ ૧-૨ | (નૌતમકાંત) | ૪-૮-૦ |
| ઝેરી નાગ | (પુષ્પ) | ૨-૦-૦ |
| વીરાંગનાની વાતોઃ ભા. ૨ જો | (અડાલજા) | ૩-૮-૦ |
| ચોરાની વાતો | (મયુર) | ૨-૮-૦ |

| પુસ્તકનું નામ | લેખક | કીંમત |
|---|---|---|
| સનમની શોધમાં | ( એકાર ) | ૨—૦—૦ |
| મહારાજ્યોની યુદ્ધશક્તિ | ( ડુંગરશી ધરમશી સંપટ ) | ૨—૦—૦ |
| હિંદીની શ્રેષ્ટ વાર્તાઓ | ( ઇંદ્ર વસાવડા ) | ૨—૮—૦ |
| સમિધ | ( તણખા કાર્યાલય ) | ૧—૮—૦ |
| નેચર ક્યોર | ( ગો. તા. મહેતા ) | ૨—૦—૦ |
| આત્માનાં તેજ | ( ધનશંકર ત્રિપાઠી ) | ૧—૮—૦ |
| પ્રતિજ્ઞા | ,, | ૨—૦—૦ |
| ગીતાંજલિ | ( નગીનદાસ પારેખ ) | ૧—૪—૦ |
| પાસિફિક | ( ભાસ્કરરાવ ) | ૦-૧૨-૦ |
| આપણા કવિઓ | | ૧—૦—૦ |
| રણમલ છંદને તેનો સમય | | ૦—૪—૦ |
| અખો | ( ઉમાશંકર ) | ૨—૦—૦ |
| ગૂજરાતી અટકોનો ઇતિહાસ | ( વિનોદિની નીલકંઠ ) | ૧—૪—૦ |
| મુઝફ્ફરશાહી | ( પ્રો. નદવી ) | ૧—૪—૦ |
| દ્વિરેફની વાતોઃ ભાગ ત્રીજો | ( રા. ના. પાઠક ) | ૧-૧૨-૦ |
| તીર્થ સલિલ | ( અનુવાદકઃ નગીનદાસ ) | ૨—૮—૦ |
| પુરુષાર્થની પ્રતિમાઓ | ( ચંદ્રભાઈ કા. ભટ્ટ ) | ૧-૧૨-૦ |
| ફુટેલાં સુવર્ણપાત્રો | | |
| વિશાલખાં | ( ધીરજલાલ ભટ્ટ કુઃ લીલાબહેન મહેતા ) | ૨—૦—૦ |
| કુમકુમ | ( કિશનસિંહ ચાવડા ) | ૨—૮—૦ |
| હેમ્લેટ | ( હંસાબહેન મહેતા ) | ૨—૦—૦ |
| બાવલાનાં પરાક્રમો | ,, | ૧—૯—૦ |
| સરી જતું સુરત | | ૧—૪—૦ |
| લગ્નની બેડી | ( બિપિન બી. એ. ) | ૨—૦—૦ |
| રસિયો જીવ | ( સૌજન્ય ) | ૩—૮—૦ |
| વહુરાણી-વિભા | ( રવીંદ્રનાથ ટાગોર ) | ૨—૮—૦ |

| પુસ્તકનું નામ | લેખક | કીંમત |
|---|---|---|
| શિશુ ને સખી | ( કનૈયાલાલ મુનશી ) | ૨–૦–૦ |
| હેમસમીક્ષા | મધુસૂદન મોદી | ૨–૮–૦ |
| પૂર્વ ને પશ્ચિમ | ( ટાગોર ) | ૨–૦–૦ |
| કમલા | ( શરદબાબુ વગેરે બાર લેખકો ) | ૩–૦–૦ |
| મેઘાણીની નવલિકાઓ પ્રથમખંડ | | ૨–૮–૦ |
| ,, ,, દ્વિતીયખંડ | | ૨–૮–૦ |
| યુગવંદના | ( નવી આવૃત્તિ ) | ૨–૮–૦ |
| પૌરાણિક નાટકો | ( મુનશી ) નવી આવૃત્તિ | ૨–૮–૦ |
| તેજચિત્રો | ( રમણલાલ દેસાઈ ) | ૨–૮–૦ |
| રમણલાલ વસંતલાલ દેસાઈ અભિનંદન ગ્રંથ | | ૨–૮–૦ |
| રમણલાલ વ. દેસાઈ અભિનંદન અંક (સ્ત્રીજીવન) | | ૧–૦–૦ |
| રંગનાં ચટકાં | ( નવલિકાઓ–ગોવિંદભાઈ અમીન ) | ૧–૪–૦ |
| રેડિયમ | ,, ,, | ૧–૪–૦ |
| કાળચક્ર | ,, ,, | ૧–૪–૦ |
| વેણુના નાદ | ,, ,, | ૦–૧૪–૦ |
| ખેડૂતનો શિકારી | ( નવજીવન ) | ૦–૪–૦ |
| સ્વરાજ્ય શાસ્ત્ર | ( વિનોબા ભાવે ) | ૦–૬–૦ |

## નવું બાલ સાહિત્ય સચિત્ર

| | | | |
|---|---|---|---|
| **અમરયાત્રાધામો** | ૧–૦–૦ | બેરુ | ૦–૬–૦ |
| હાલરડાં | ૦–૮–૦ | ક્યારે સમજીશું | ૦–૩–૦ |
| ખાટીમીઠી બાળવાતો | ૦-૧૨-૦ | પ્રાણીવર્ણન | ૦–૫–૦ |
| દહીંવડા | ૦–૬–૦ | અલિબાબા | ૦–૫–૦ |
| પોપટની મુસાફરી | ૦–૫–૦ | પંચગનીના પત્રો | ૦–૪–૦ |
| ચાંદામામા | ૦–૬–૦ | કેમ અને ક્યારે ? | ૦–૫–૦ |
| સુંદર વાતો | ૦–૬–૦ | એનું નામ નરેંદ્રકુમાર | ૦–૪–૦ |

| | |
|---|---|
| તુલસીના પાન | ૦–૫–૦ |
| જાંબુની ડાળે | ૦–૮–૦ |
| ગુંજારવ | ૦–૬–૦ |
| જંગલમાં મંગલ ૧–૨ | ૦-૧૧-૦ |
| કેસુડાં | ૦–૫–૦ |
| નીલમ: ભા. ૨ | ૦–૪–૦ |
| પંચામૃત | ૦–૭–૦ |
| એક હતો રાજા ભા.૧–૨ | ૦–૬–૦ |
| આરસી | ૦–૪–૦ |
| હીરાકણી | ૦–૪–૦ |
| અમીઝરણાં | ૦–૩–૦ |
| કીર્તિસ્થંભ ભા. ૩ | ૦–૫–૦ |
| બકુલ ભા. ૨ | ૦–૩–૦ |
| કિશોર રામાયણ | ૧–૦–૦ |
| વિશ્વયુદ્ધમાં અમેરિકા | ૦–૨–૦ |
| ત્રણ દીકરા | ૦–૪–૦ |

## સિન્ધુ આયુર્વેદિક ફાર્મસીના પુસ્તકો

| | |
|---|---|
| વૈદ્યક ચિકિત્સા સાર પૂ. રૂા. | ૩–૦–૦ |
| ,, ,, ઉ. ,, | ૩–૦–૦ |
| ભાજીપાલો અને મરી મસાલો | ૧–૦–૦ |
| અનુભૂત પ્રયોગાવલી | ૧–૦–૦ |
| ગામડાનો વૈદ્ય | ૧–૦–૦ |
| આરોગ્ય વિજ્ઞાન | ૦-૧૨-૦ |
| રસાયન યોગમાળા | ૦-૧૨-૦ |
| આસવારિષ્ટ વિજ્ઞાન | ૦–૨–૦ |
| કુપીપકવરસાયન | ૦–૨–૦ |
| વૈદ્યક પરિભાષા | ૦–૨–૦ |
| યોગશતક | ૦–૨–૦ |
| ન્યાયવૈદ્યક ઔર વિષ તંત્ર ,, | ૨–૮–૦ |
| વૈદ્યક ભોમિયો યાને સરળ ચિકિત્સા ,, | ૦–૪–૦ |
| વૈદ્યક ચિકિત્સા પદ્ધતિ ,, | ૨–૦–૦ |
| રસાયનસાર સંગ્રહ ,, | ૧–૮–૦ |
| બાલ ચિકિત્સા ,, | ૧–૦–૦ |
| આયુર્વેદિક પ્રીસ્ક્રીપશન ,, | ૧–૦–૦ |
| વૈદ્યક પારિજાત ,, | ૧–૦–૦ |
| સ્ત્રીરોગ ચિકિત્સા ,, | ૦-૧૨-૦ |
| મકરધ્વજ રહસ્ય ,, | ૦–૨–૦ |
| પથ્યાપથ્ય વિજ્ઞાન ,, | ૦–૨–૦ |
| ઉપયોગી પેટંટ દવાઓ ,, | ૦–૨–૦ |
| કુદરતી આરોગ્ય વિજ્ઞાન ,, | ૦–૨–૦ |

## 'વૈદ્ય કલ્પતરૂ' સાહિત્ય પ્રકાશન

| | |
|---|---|
| યુવાવસ્થાનો શિક્ષક રૂા. | ૧–૮–૦ |
| ગરીબોના વૈદ્યનો ઉપયોગી સંગ્રહ , | ૧–૮–૦ |
| સ્ત્રીરોગ ચિકિત્સા ,, | ૧–૮–૦ |
| ક્ષય ચિકિત્સા ,, | ૧–૮–૦ |
| આંખના સામાન્ય રોગો ,, | ૧–૪–૦ |

## 'ધૂમકેતુ'ની

### યુગદર્શન ગ્રંથમાળા

| | |
|---|---|
| **રાજમુગટ** [બીજી આવૃત્તિ] | **મલ્લિકા** |
| બે રૂપિયા | અઢી રૂપિયા |
| **અજિતા** | **પરાજય** |
| અઢી રૂપિયા | અઢી રૂપિયા |

**ચોલાદેવી**
અઢી રૂપિયા

**રાજસંન્યાસી**
ત્રણ રૂપિયા

| | |
|---|---|
| **તણખા** | **તણખા** |
| દોઢ રૂપિયો | મંડળ બીજું<br>દોઢ રૂપિયો |
| **તણખા** | **તણખા** |
| મંડળ ત્રીજું<br>દોઢ રૂપિયો | મંડળ ચોથું<br>અઢી રૂપિયા |
| **પ્રદીપ** | **ત્રિભેટો** |
| પોણા બે રૂપિયા | દોઢ રૂપિયો |
| **રજકણ** | **જલબિંદુ** |
| દોઢ રૂપિયો | દોઢ રૂપિયો |
| **સર્જન અને ચિંતન** | **જીવનચક્ર** |
| દોઢ રૂપિયો | સવા રૂપિયો |

કલિકાલ સર્વજ્ઞ
**હેમચંદ્રાચાર્ય**
દોઢ રૂપિયો